# નવયુગ ગ્રંથમાળા



**વર્ષ ૧ લું—** કાચું પૂઠું પાકું પૂઠું

| | | |
|---|---|---|
| સબરસ | ૦-૯ | |
| જવાહર નેહરુ | ૦-૮ | |
| ફાંસી (મળતું નથી) | ૦-૫ | |
| રાજ્ય આવકવેરા અને આપણી દરિદ્રતા | ૦-૫ | |
| સ્વરાજ સેવકો | ૦-૪ | |
| અરવિંદ ઘોષના પત્રો | ૦-૨ | |
| પુરસ્કાર અને બીજી વાતો | ૦-૬ | |
| કાયદાની આંધી | ૦-૫॥ | |
| નવવિધાન | ૦-૬ | |
| હજરત મહમ્મદ પયગમ્બર સા. | ૦-૬ | |

**વર્ષ ૨ જું—**

| | | |
|---|---|---|
| હૃદયમંથન ભા. ૧ લો | ૦-૧૦ | ૦-૧૨ |
| મધ્ય એશિયામાં બોલ્શેવિક | ૦-૬ | ૦-૧૨ |
| ક્રાન્તિને પંથે સ્પેન | ૦-૫ | |
| ડી' વેલેરા | ૦-૬ | ૦-૮ |
| પરાગ પુષ્પો | ૦-૧૦ | ૦-૧૪ |
| સ્વાધિનતાના પથ | ૦-૧૦ | ૦-૧૪ |
| નયનનાં નીર | ૦-૧૨ | ૧-૦ |

**વર્ષ ૩ જું—**

| | | |
|---|---|---|
| ઇતિહાસના ઓજસમાં | ૦-૧૦ | ૦-૧૪ |
| મુસોલીની | ૦-૧૦ | ૦-૧૪ |
| પીડિતોની કથાઓ | ૧-૦ | ૧-૪ |
| હૃદયમંથન ભાગ ૨જો | ૦-૧૨ | ૧-૦ |
| કોને ખાતર ? | ૦-૧૨ | ૧-૦ |
| રશિયાનો નવયુગ | ૦-૧૦ | ૦-૧૪ |



નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

નવયુગ પુસ્તક ભંડારનું ૧૦૬ મું પ્રકાશન

# રા•ષ્ટ્રિ•ય•ઉ દ્યો•ગ

—:લેખક:—

'મૃદુલ'

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ : કાઠિયાવાડ

—: પ્રકાશક :—
સૌ. વિજ્યાબેન દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : કાઠિયાવાડ

આવૃત્તિ ૧ લી
સને ૧૯૪૧



# લીલાવતી ગ્રંથમાળા

[ એક હઝાર પૃષ્ઠના સામાજીક ચાર પુસ્તકો ]

| સ્વદેશ | વિદેશ | બ્રહ્મદેશ |
| --- | --- | --- |
| રૂ. ૪—૦—૦ | શીલીંગ આઠ | રૂ. ૪—૮—૦ |

વર્ષ ૮ મું ] [ પુસ્તક ૪ થું



—: મુદ્રક :—
મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા : અમદાવાદ

………મારે જે કંઈ કહેવાનું છે તે આ ગ્રંથમાં કહેવાઈ ગયું છે. આ ગ્રંથ–લેખન માટે મારે હિંદી, બંગાળી અને મરાઠી પુસ્તકોનું અવગાહન કરવું પડ્યું છે. આમાં ઘણા પ્રયોગો **શ્રી વીરઔષધાલય : રાજકોટ** ના છે અને તે અનુભૂત છે. આશા છે કે આ ગ્રંથ દરેક રીતે ઉપયોગી બનશે.

………પુસ્તકના કદની મર્યાદા હોવાથી બીજા ઘણા પ્રયોગો ભવિષ્યમાં જૂદા પુસ્તક દ્વારા આપવાના રહેશે.

૨૬–૧–૪૧
મુક્તિદિન } ‘મૃદુલ’

નવયુગ ગ્રંથમાળાના અન્ય વિવિધતા ભર્યા

# પ્રકાશનો

**નવયુગ ગ્રંથમાળા: વર્ષ ૬ ઠું**

| | | |
|---|---|---|
| ગ્રામવિચારણા | હરભાઈ ત્રિવેદી | ૦–૮–૦ |
| જીવનચક્ર | ‘ ધૂમકેતુ ’ | ૧–૪–૦ |
| વિભંગકલા | દુર્ગેશ શુકલ | ૧–૮–૦ |
| લગ્ન ધર્મ કે કરાર ? | ભોગીન્દ્રરાવ દિવેટીઆ | ૧–૮–૦ |
| દશમી | ‘ પ્રકાશમ્ ’ | ૦-૧૨-૦ |

**નવયુગ ગ્રંથમાળા: વર્ષ ૭ મું**

| | | |
|---|---|---|
| પાંખડીઓ | ગીરીશ ભટ્ટ | ૧–૮–૦ |
| રામરોટી | નટવરલાલ બુચ | ૧–૮–૦ |
| સંહાર | ઐયુબખાન ખલીલ | ૨–૦–૦ |
| એબીસીનિયા પર ઓથાર | ચંદ્રભાઈ કા. ભટ્ટ | ૨–૦–૦ |
| મારા વિના નહિ ચાલે | ધનવંત ઓઝા | ૧–૦–૦ |

**નવયુગ ગ્રંથમાળા: વર્ષ ૮ મું**

| | | |
|---|---|---|
| બ્રહ્મચર્ય મીમાંસા : | ડૉ. જટાશંકર નાંદિ | ૩–૮–૦ |
| મુક્ત પંખી | સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાય | ૨–૮–૦ |
| ગામધણી | ચીમનલાલ લુહાર | ૨–૦–૦ |

**નવયુગ ગ્રંથમાળા: વર્ષ ૯ મું**

| | | |
|---|---|---|
| રૂપરાણી : | [ઇસાડોરા ડંકનની આત્મકથા] | ૩–૦–૦ |

**શરદ્ બાબુ–ધૂમકેતુ અને સૌરિન્દ્રમોહનનાં બીજાં પુસ્તકો તૈયાર થાય છે.**

**લીલાવતી ગ્રંથમાળા : વર્ષ ૭ મું**

| | | |
|---|---|---|
| તાત્યારાવનું તાવીજ | સનત્કુમાર વીણુ | ૧-૮-૦ |
| કોણ ગુન્હેગાર | ગુણવંતરાય આચાર્ય | ૧-૦-૦ |
| નંદિતા | સુરેશ ગાંધી | ૧-૮-૦ |
| રાજરાણી | બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય | ૨-૦-૦ |
| મધુરજની | 'મૃદુલ' | ૧-૮-૦ |

**લીલાવતી ગ્રંથમાળા : વર્ષ ૮ મું**

| | | |
|---|---|---|
| ગૃહત્યાગ | સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાય | ૨-૦-૦ |
| ત્રિભેટો | 'ધૂમકેતુ' | ૧-૮-૦ |
| હાસ્ય વિલાસ | 'મસ્ત ફકીર' | ૩-૦-૦ |
| રાષ્ટ્રીય ઉદ્યોગ | 'મૃદુલ' | ૧-૮-૦ |

**લીલાવતી ગ્રંથમાળા : વર્ષ ૯ મું**

| | | |
|---|---|---|
| વિકાસ | ચુનીલાલ વર્ધમાન શાહ | ૩-૦-૦ |
| છાપરે ચઢીને | રામુ ઠક્કર | [છપાય છે] |

સૌરીન્દ્ર, સુંદરમ વગેરેના પુસ્તકો તૈયાર થાય છે

---

**હળવી ભાષામાં સનસનાટી ઉપજાવતું તદ્દન અનોખી ભાત પાડતાં ડીટેક્ટીવ પ્રકાશનો**

| | | | |
|---|---|---|---|
| સળગતી ખોપરી | ૨-૦-૦ | જાલીમોની જમાત | ૧-૦-૦ |
| સેતાની લાલસા | ૨-૦-૦ | તોફાની તરુણ | ૧-૦-૦ |
| લોખંડી પંજો | ૨-૦-૦ | ન્યાયનું ચક્કર | ૧-૦-૦ |
| લોહીની તરસ | ૨-૦-૦ | ભેદી ભૂતાવળ | ૧-૦-૦ |
| | | મોતની મૂર્તિ | ૧-૦-૦ |
| જાલીમ જમદૂત | ૨-૦-૦ | સફેદ મહેલ | ૧-૦-૦ |

પ્રિય મિત્ર,

વૈદ્ય શ્રી રતિલાલ શિવશંકર ત્રિવેદીને

નિસ્વાર્થ મૈત્રિના સ્મરણો સાથે

'મૃદુલ'

# મૂંઝવતો પ્રશ્ન

દુનિયાના કોઈ પણ દેશ કરતાં આપણા દેશના દરેક પ્રશ્નો મૂંઝવણ ભર્યા છે. આપણી છાતી પર બેકારી ભયંકર રાસડા લઈ રહેલ છે. સમૃદ્ધ અને શ્રમજીવી ભારતવર્ષના કોમળ હૃદય પર બેકારીની તલવાર જોરશોરથી વીંઝાઈ રહી છે. આપણી સામે બધા પ્રશ્નો કરતાં બેકારીનો પ્રશ્ન અતિ વિકટ બન્યો છે. બેકારી ટાળવાની શમસ્યા એટલી જટિલ છે કે એના ઉકેલનો કોઈપણ પ્રયત્ન આપણે સફળ કરી શકતા નથી.

ભારતવર્ષ જેવા ખેતી પ્રધાન અને ઓછી જરૂરીઆત પર જીવનારા દેશમાં બેકારી કયાંથી આવી? જે પ્રજાના વૈભવ-વિલાસ અતિ મર્યાદિત છે, જે પ્રજા ગમે તે સંયોગોમાં ટકી શકે છે તે પ્રજાના કલેવરને ચૂંસી રહેલી બેકારી કોણે મોકલી?

આ બધા પ્રશ્નોના ઉત્તર પાછળ એક દર્દ ભર્યો ઇતિહાસ છૂપાયો છે. એ ઇતિહાસ છે આપણી પરાધીનતા. માત્ર રાજકીય પરાધીનતા નથી પણ ઔદ્યોગિક અને આર્થિક પરાધીનતા પણ આપણી આસપાસ મજબૂત દિવાલો ખડી કરી રહેલ છે. એનું એક

જ કારણ છે કે આપણે એક વ્યાપારી કોમના સાણસામાં સપડાયેલા છીએ. વિદેશી ધનલોલુપ વણિકો આપણા પર ધણીઆપું ભોગવી રહ્યા છે. આપણા દરેક વેપારો, આપણી દરેક કલા, આપણા પ્રત્યેક ઉદ્યોગો અને સર્વ મૌલિક કુનેહ દરિયાપારની સત્તાના પંજામાં સપડાયેલી છે. આપણા પર રાજ કરનારી સત્તાના મજબૂત પાયા મૂડીવાદ પર રચાયેલા હોવાથી આપણાં બધાં હિતો કેવળ એમના જ ચરણોમાં તરફડી રહે છે.

આપણા પર જે કેળવણી લાદવામાં આવી છે તેનું પરિણામ આજ સુધી એટલું જ આવ્યું છે કે આપણે વિદેશના ધંધાદારી મૂડીવાદીઓના માત્ર ગુલામો–આડતિયાઓ કે દલાલો જ થઈએ છીએ. આપણા પ્રત્યેક અંગ ઉપાંગોનો એ કુનેહબાજ કોમે શિકાર કરેલો છે. આપણી આસપાસ એવી વિચાર–જાળ ફેલાવી છે કે આપણે માત્ર ભાવનાવાદી કીડા જેવા અથવા તો ચાવીવાળા રમકડા જેવા જ બની રહ્યા છીએ. એ આપણને જે કંઈ આપે તે આપણે પહેરીયે છીએ, એ કહે તે કરીએ છીએ, એ શીખવે તે શાખીએ છીએ.

આ સ્થિતિનું પરિણામ એ આવ્યું છે કે આપણે શતમુખ બેકારીની નાગચૂડમાં વધુને વધુ ભરડાતા જઈએ છીએ. આપણા ઘણા યુવાનોને નવું નવું કરવાની તમન્ના છે. પણ એ તમન્નાને કોઈ સત્કારતું નથી, કોઈ આદર આપતું નથી. અને જે જે ઉદ્યોગપતિઓ વિદેશમાં જઈને ઉદ્યોગની કળા અહીં ખેંચી લાવે છે, તે તો ઉદ્યોગનો કેવળ ભ્રમ છે. એના સાધનો અને એના સામાનના આધારે માત્ર આપણે એની ઇચ્છાને માન આપીએ છીએ. આપણી સામે આજે સ્વતંત્ર ઉદ્યોગ કયા છે? આપણા ઘરમાં આજે એવી કઈ વસ્તુ છે કે જે આપણા જ હાથની બનાવેલી હોય–આપણી જ માટીમાંથી પેદા થયેલી હોય!

કાપડ, રંગ, કાચ, શિલ્પ, હથિયાર, પ્રસાધનના સાધનો વગેરે અનેક ઉદ્યોગો ભૂતકાળમાં આપણા પોતાના જ હતા. કાગળનો ઉદ્યોગ આપણે ત્યાં એટલો ખીલેલો હતો કે આપણે જે કાગળો બનાવતા તે કાગળો સેંકડો વરસો સુધી અખંડ રહેતા–ટકાવ રહેતા. આપણે ત્યાં એવી શાહી તૈયાર થતી કે જે સેંકડો વર્ષ સુધી ઝાંખી પડતી નહિ. આપણે ત્યાં એવા રંગ થતા કે જેનું જીવન પેઢીઓ સુધી કાયમ રહેતું. આ બધું ક્યાં ગયું?

આજે તો સાબુ, તેલ, અત્તર, સેંટ, દવાઓ, શરબતો, રમકડાંઓ, ખાવાની વસ્તુઓ એવી અનેક સામાન્ય ચીજો પણ આપણને દરિયાપારનાં દેશો પૂરી પાડે છે. દેશી ચીજો મળતી હોય તો લોકોની આંખ એના પર ઠરતી નથી. પારકી ચીજો પર આપણે જીવતા શીખ્યા છીએ અને એના પરિણામે આપણા મૂળ ઉદ્યોગો નાશ પામ્યાં છે અને આપણી બેકારી વધતી રહી છે. સાથે સાથે આપણી લક્ષ્મી ઢગલા મોઢે દરિયાપાર ખેંચાઈ રહી છે!

બેકારીના આગમનના કારણોમાં જેમ પરાધીનતા મુખ્ય છે, તેમ યંત્રો પણ મુખ્ય છે. યંત્રવાદથી આજે સમગ્ર માનવજાત પામર બની રહી છે. સામુદાયિક હીતો વ્યક્તિના હાથમાં સરકી ગયાં છે. એને લીધે અનેક વાદો ઉભા થયા છે અને વ્યક્તિઓ પોતાના હીતોને સલામત રાખવા ખાતર જગતની છાતીપર માનવતાને શરમાવે એવા યુદ્ધો ઊભાં કરી, જગતને બદસૂરત બનાવે છે. યંત્રવાદે આ વિશ્વમાં મોટામાં મોટી કતલ ચલાવી છે અને સેંકડો માણસોના ભોગે એક વ્યક્તિને રાક્ષસ બનાવ્યો છે! આ યંત્રવાદ હિંદ માટે નહિ પણ સફેદ ગણાતા દેશો માટે પણ એક શાપ સમાન છે. આજ નહિ તો આવતી કાલે યંત્રવાદની સળગતી ભઠ્ઠીમાં સારુંયે વિશ્વ સળગીને પોકારતું હશે કે: 'આ પાપમાંથી કોઈ અમને ઉગારો.' રાક્ષસી યંત્રો

પાછળ ગમે તેવા વિકાસના મિનારાઓ ખડા હોય છતાં એની સાથે માનવજાતનો અધઃપાત પણ ખડો છે. યંત્રવાદે મૂડીદારોને જીવતા કર્યા છે, અને મૂડીદારોએ લાખો માણસોની આશાઓને-જીવનને-શક્તિને-બરબાદ કરી છે. અને એ મૂડીદારોની જમાતે કચડાયેલા વર્ગના રક્તશોષણ માટે સત્તાઓ સ્થાપી છે. પછી એ લોકશાહીના નામે ઓળખાય કે રાષ્ટ્રિય સમાજવાદના નામે ઓળખાય! સરમુખત્યારી પદ્ધતિ હોય કે કોઈ નવી ચાલબાજી હોય! યંત્રવાદના આધાર પર ટકેલી દરેક સત્તાઓ ગુલામો અને પીડિતોને કદિ રાહત આપી શકતી નથી.

આપણા દેશમાં યંત્રવાદ નહોતો-યંત્રવાદની કલ્પના જરૂર હતી. પરંતુ ભારતના મહાપુરુષોએ વિચાર્યું કે યંત્રવાદના આગમનથી દેશનું પ્રજાજીવન પાંગળું બની જશે, નૈતિક તાકાતનો નાશ થશે અને ઉત્તરોત્તર અકલ્યાણની સૃષ્ટિ ખડી થશે. એટલે એ બધી કલ્પનાઓ કેવળ ગ્રંથોમાંજ રહી.

ભારતવર્ષના સમાજશાસ્ત્રીઓએ જીવનનો ક્રમ એટલો વ્યવસ્થિત અને સુંદર ગોઠવ્યો હતો કે એમાં બેકારીને કોઈ સ્થાન નહોતું. ઓછામાં ઓછી જરૂરીઆતો પર દીર્ઘ જીવન વ્યતિત કરવાનું શાસ્ત્ર ભારતવર્ષ સિવાય ક્યાંય નહોતું. નદી કિનારે નાનાં નાનાં સુંદર ગામડાઓ, દરેકને સુખપૂર્વક રહી શકાય એવાં ગૃહો, દરેકની જરૂરીઆતો સ્વયં ઉત્પન્ન કરી શકાય એવા હુન્નરો અને કોઈકોઈની વચ્ચે અથડામણ ઊભી ન થાય એવી મજબૂત વ્યવસ્થા ભારતવર્ષ સિવાય ક્યાં હતી? આપણા દેશમાં ધનવાનો પણ હતા અને ગરીબો પણ હતા. એ ધનવાનો મૂડીવાદી નહોતા-એ ગરીબો બેકાર નહોતા.

આજે તો આ ચિત્ર સ્વપ્ન જેવું પણ નથી રહ્યું. આજે તો

વર્તમાન રાજવ્યવસ્થા વચ્ચે ધુરકી રહેલી બેકારી કેમ દૂર કરી શકાય એ જ વિચારવાનું છે.

આ બેકારી દૂર કરવા માટે નીચે પ્રમાણે થવું જોઈએ.

૧ યંત્રવાદની નાગચૂડમાંથી મુક્તિ.

૨ ગૃહઉદ્યોગની વ્યાપકતા.

૩ વિદેશી સામગ્રીઓનો ત્યાગ અથવા ઓછામાં ઓછો આશ્રય.

૪ રાષ્ટ્રિય ઉદ્યોગના વ્યવસ્થિત મંડળોની રચના.

૫ હરિફાઈના તત્ત્વોનો બહિષ્કાર.

૬ સંપૂર્ણ પ્રમાણિકતા.

૭. જુદા જુદા ઉદ્યોગોના મથકોમાં પરસ્પર માલના બદલાની આર્થિક પદ્ધતિ.

આતો સામાન્ય રૂપરેખા છે. વ્યવસ્થિત રીતે આપણે રાષ્ટ્રિય ઉદ્યોગની પ્રતિષ્ઠા કરીએ તો આપણે જરૂર બેકારીનો પ્રશ્ન ઉકેલી શકીએ. આપણા કરોડો રૂપિયા વિદેશી વસ્તુઓ પાછળ બરબાદ થાય છે, તે આપણે બચાવી શકીએ.

છેલ્લા ચાર દાયકાથી આપણો દેશ એટલો પ્રમાદી અને બેકાર બની ગયો છે કે એકાદ દુષ્કાળ આવે તો પણ આપણે સહી શકતા નથી અને આપણા હજારો માણસો કામ વગર કેવળ ભૂખથી મૃત્યુના કાળ જડબામાં હોમાય છે. આ સ્થિતિનો સામનો કરવા માટે જેમ રેંટીઓ મહત્ત્વનું કામ કરી જાય છે તેમ અન્ય ઉદ્યોગો પણ મહત્ત્વનું કાર્ય કરી શકે.

અને એવા ઘણાં કેંદ્રો ગામડે ગામડે રચી શકાય કે જેમાં બેકાર ગ્રામજનો પોતાનો સમય રોકીને ઉદ્યોગ કરી શકે.

આજે આપણી સામે એટલા બધા ઉદ્યોગો પડયા છે કે આપણે એનો યોગ્ય રીતે જરૂર નિર્ણય કરી શકીએ. એ સિવાય કૌટુમ્બિક પદ્ધત્તિ—જે આપણા ઉદ્યોગની પ્રાચીન પદ્ધતિ હતી–તે દ્વારા પણ આપણે રાષ્ટ્રિય ઉદ્યોગનો વિકાસ કરી શકીએ અને આ રીતનો વિકાસ હંમેસા સ્થાઇ બને છે.

આ ગ્રંથમાં આપવામાં આવેલા ઉદ્યોગો તો કેવળ આજના વપરાસની વસ્તુઓના છે. તેમાં મેં સંપૂર્ણ સ્વદેશીની દૃષ્ટિ જાળવી છે, છતાંય કેટલાક ઉદ્યોગોમાં આજે વિદેશી સામગ્રીની જરૂર રહે છે. પણ જ્યારે આપણા ઉદ્યોગ–કેન્દ્રો સંપૂર્ણ વિકસિત થશે ત્યારે એટલી યે પરાધીનતા જરૂર દૂર થશે.

# શાહી

આજે શાહી બનાવવાના ઉદ્યોગને આપણા દેશમાં સારુ સ્થાન મળી શકે તેમ છે. 'શાહી' એ એવી ચીજ છે કે જેની જરૂરિઆત વ્યાપક બની છે અને હંમેશ એની માગ ચાલુ છે. આપણા દેશમાં લાખો રૂપિયાની પરદેશી શાહી આવે છે. શુદ્ધ સોએ સો ટકા સ્વદેશી બનાવટની કાળી શાહીનો વાપર આજે ઓછો થતો જાય છે અને બ્લુબ્લેક અથવા અન્ય રંગોની શાહીનો વાપર વધતો જાય છે. લગભગ ૨૫ થી ૩૦ વર્ષ પહેલાં આપણા દેશમાં કાળી શાહીનો પ્રચાર ખૂબ હતો. એ શાહી ટકાઉ અને વર્ષો સુધી ઝાંખી ન પડે એવી સરસ બનતી. આજે તો માત્ર અમૂક વેપારી વર્ગ સિવાય એ શાહીને સ્થાન રહ્યું જ નથી. આજે જે શાહી વપરાય છે તે વિદેશી શાહીની સામે આપણી સ્વદેશી શાહી મૂકવી હોય તો કેટલોક કાચો માલ વિદેશી વાપરવો જ પડશે, કારણ કે રંગનો ઉદ્યોગ આપણે ત્યાં જેટલો પ્રગતિમાન હતો તેટલો જ આજે પછાત છે.

આજે ત્રણ પ્રકારે શાહી બનાવી શકાય છે.

૧ લાગવુડથી બનાવવામાં આવતી શાહી.
૨ લોહક્ષારથી તૈયાર થતી શાહી.
૩ રંગથી બનાવવામાં આવતી શાહી.

લાગવુડ એ એક પ્રકારના વૃક્ષનું લાકડું છે. મધ્ય અમેરિકા અને વેસ્ટ ઈન્ડિઝમાંથી એ આવે છે. એ લાકડાનો રંગ કાળાશ પડતો હોય છે. આ લાકડાનું સત્વ બજારમાં મળે છે અને એના સંયોગથી અનેક પ્રકારની શાહી બનાવવામાં આવે છે. આ શાહી ચાલુ પ્રકારની છે. એનું ટકાઉપણું વધારે નથી. નિશાળોમાં કે એવા સ્થળોમાં આનો ઉપયોગ થાય છે.

લોહક્ષારથી બનાવવામાં આવતી શાહીમાં મુખ્યત્વે બે વસ્તુઓ મેળવવામાં આવે છે. હીરાકસી અને માજુફળ. હીરાકસીમાં એક પ્રકારનો લોહક્ષાર હોય છે જે હવા લાગવાથી કાળો પડી જાય છે. આવો લોહક્ષાર તો ઘણી ચીજોમાંથી મળી આવે તેમ છે, પરંતુ શાહી બનાવવામાં હીરાકસી જ વધુ ઉપયોગી છે. માજુફળ—અથવા માયાના સત્વમાં એક પ્રકારનો પદાર્થ છે—જેને અંગ્રેજીમાં ટેનીન કહેવામાં આવે છે—તે શાહી બનાવવામાં એ ખૂબ ઉપયોગી છે. હરડાં, બહેડાં અને આમળામાં પણ ટેનીનનું પ્રમાણ વધારે છે. એનો પણ ઉપયોગ કરી શકાય.

ટેનીન અને લોહક્ષારથી બનેલી શાહીથી લખાયેલા અક્ષરો લખતી વખતે સહેજ ઝાંખા લાગે છે, પરંતુ જેમ જેમ સમય જાય તેમ તેમ તે અક્ષરો વધારે સરસ થતા જાય છે. ખાસ કરીને બ્લુબ્લેક શાહીનું મિશ્રણ ઉપરના તત્ત્વોથી સરસ થઈ શકે છે.

રંગથી બનાવવામાં આવતી શાહીમાં કોલટારથી તૈયાર કરવામાં આવેલા રંગોનો જ ઉપયોગ કરવામાં આવે છે. આ રંગો બજારમાં મળી શકે છે. લાલ, લીલી, પીળી, વાદળી, જાંબલી વગેરે ઘણા પ્રકારની શાહી આ રંગો દ્વારા સ્હેલાઈથી બનાવી શકાય છે. આવી શાહી બનાવવા માટે માત્ર એવા જ રંગોનો ઉપયોગ કરવો જોઈએ કે જે રંગો પાણીમાં સંપૂર્ણપણે મળી જતા હોય અને તળિયે જામતા ન

હોય. રંગથી તૈયાર થતી શાહીમાં મુખ્ય દુષણ તો એ હોય છે કે એ શાહી ચીરસ્થાઈ રહેતી નથી. અમૂક સમય પછી એના અક્ષરો ઝાંખા પડી જાય છે. પણ આ ખરાબી દૂર કરવા માટે આજે સારા રંગો મળી શકે છે.

## શાહીમાં ઉપયોગી વસ્તુઓ

**ખાંડ** : શાહીના પ્રવાહીને વ્યવસ્થિત રાખવામાં અને એમાં ચમક લાવવા માટે ખાંડનો ઉપયોગ કરવામાં આવે છે, પણ ખાંડના યોગવાળી શાહીને સૂકાવામાં વાર લાગે છે. એટલે કોપીંગ શાહી માટે ખાંડની મિલાવટ વધારે ઉપયોગી ગણાય. વધારે પડતી ખાંડ નાખી દેવાથી શાહી ચીકટ બની જાય છે.

**અરબીગુંદ** : શાહીને ચમકદાર અને સુંદર બનાવવા માટે એમાં અરબીગુંદનો ઉપયોગ થાય છે. અરબીગુંદના યોગથી લોહક્ષાર અને અન્ય ચીજોના પરમાણુઓ નીચે જામી જતા નથી. શાહીનો રંગ નબળો પડતો નથી. ચમક અખંડ રહે છે. પણ સાકર માફક આના યોગથી પણ શાહીને સૂકાતાં વાર લાગે છે. એટલે આનો ઉપયોગ પણ કૉપિંગ શાહીમાં કરવો વધુ સારો છે.

**ડેકસ્ટ્રીન** : આ એક ઘઉં અને જવના સત્વમાંથી કાઢેલો ચીકણો પદાર્થ છે. ગુંદના સ્થાને ક્યાંક ક્યાંક આનો ઉપયોગ કરી શકાય છે. આના યોગથી શાહી ઘટ્ટ બને છે અને અન્ય પદાર્થો નીચે જામતા નથી. ડેકસ્ટ્રીનનો ઉપયોગ ખાસ કરીને શાહીની ટીકડીઓ બનાવવામાં વધુ થાય છે, કારણ કે એથી ટીકડીઓ પાડવાની સરળતા પડે છે.

**સ્ટાર્ચ** : આ ચોખા, બટાટા વગેરેમાંથી નીકળે છે અને બજારમાં ધોળા ચૂર્ણના સ્વરૂપમાં વેંચાય છે. શાહીમાં નાખતાં પહેલાં સ્ટાર્ચનું

શોધન થવું જરૂરી છે. એને ગરમ પાણીમાં સહેજ ઉકાળીને તેમાં કાસ્ટીક અથવા પોટાશ મેળવવો એટલે સ્ટાર્ચ ધોવાઈને સાફ થઈ જાય છે.

શાહીને સડતી બચાવવા માટે કાર્બોલિક એસિડ, બોરિક એસિડ, એસેટિક એસિડ, ફટકડી, લોબાન વગેરે વસ્તુઓ પણ મેળવવામાં આવે છે. આ સિવાય શાહીની બનાવટમાં ગ્લિસરીન, ટંકણ, સુરેકો, ટાર્ટરિક, એમોનિયા વગેરે પણ મેળવાય છે.

ચપડીલાખ અને એરંડિયું તેલ પણ બીબાની શાહીમાં મેળવવામાં આવે છે.

અને લખતાં લખતાં તરત સૂકાઈ જાય એવી શાહીની બનાવટમાં સ્પિરિટ અથવા આલ્કોહોલ પણ મેળવાય છે.

## સારી શાહીની પરીક્ષા

જે શાહીમાં નીચે પ્રમાણે જાણી શકાય તે શાહી સારી સમજવી.

૧ કાગળમાં રેલાવી કે ફૂટવી ન જોઈએ.

૨ લખતી વખતે એનો પ્રવાહ એકધારો હોવો જોઈએ. ટાંકને ચોટવી ન જોઈએ, તેમ વધુ પ્રમાણમાં નીતરવી ન જોઈએ.

૩ શીશીના તળિયે જામે નહિ તેમ ઉપર ફૂગ ન ચડે.

૪ કાગળ પર સમાન રંગ આવે અને ટાઢ તડકામાં એના રંગનું કશું પરિવર્તન ન થવું જોઈએ.

૫ ટાંક પર થથેડો ન જામે.

૬ જલદી સૂકાઈ જાય.

૭ જલદી સડે નહિ.

જે શાહીમાં ઉપરની ક્રિયા જોવામાં આવે તે શાહી સારી ગણાય.

## લખવાની શાહી

લખવાની શાહી ઘણા રંગની બની શકે છે. પણ ટીકડીઓ પાડવી હોય ત્યારે ટીકડી પાડવાનું મશીન હોવું જોઈએ.

## બ્લુ-બ્લેક શાહી

### પહેલો પ્રયોગ

| | |
|---|---|
| હીરાકસી | ૧૦ તોલા |
| માયાફળ | ૩૦ તોલા |
| વાદળી રંગ | ૧ તોલો |
| કાથો | ૧ તોલો |
| પીળો મજંટર | ચાર રતી. |
| પાણી | ૨૦૦ તોલા |

પ્રથમ માયાફળને ખૂબ બારીક કરીને પાંચ દિવસ સુધી ૨૦૦ તોલા પાણીમાં પલાળી રાખવાં. ત્યાર પછી એ પાણીને આગ પર ચઢાવીને ગરમ કરવું. ગરમ થઈ જાય એટલે તેમાં કાથો અને હીરાકસીનું ચૂર્ણ મેળવી દેવું. જ્યારે પાણી ગાઢ કાળા રંગનું થઈ જાય ત્યારે એને આગ પરથી ઉતારી લઈ બારીક વસ્ત્રથી ગાળી લેવું. દસ દિવસ એ ગાળેલું પાણી પડયું રહેવા દઈ ફરીથી ગાળીને તેમાં વાદળી રંગ અને પીળો મજંટર મેળવી દેવો. ૨૪ કલાક પછી ફરીવાર ગાળીને શીશીઓ ભરી લેવી. આ શુદ્ધ સ્વદેશી બ્લુ-બ્લેક શાહી તૈયાર થઈ. આ શાહી ઘણી સસ્તી પડે છે અને ઉપયોગમાં ખૂબ સરસ છે.

### બીજો પ્રયોગ

| | |
|---|---|
| મેથલીન બ્લુ નામનો વાદળી રંગ | પાંચ તોલા |
| અરબી ગુંદ | અઢી તોલા |
| પાણી | આઠ શેર |

પ્રથમ ગુંદને પાણીમાં એક રસ કરી નાખીને ૧૨ કલાક પડયું રહેવા દેવું. ત્યાર પછી એક બારીક કપડામાં મેથેલીન બ્લુની પોટલી કરીને ધીરે ધીરે એ પાણીમાં ઓગાળી નાખવી. ઓગાળવાની ક્રિયા ધીરે ધીરે પોટલી હલાવીને કરવી. પોટલી ખાલી થઈ જાય ત્યારે એને કાઢી લેવી અને ત્યાર પછી એ તૈયાર થયેલ શાહીને ૨૪ કલાક સુધી પડી રહેવા દેવી. પછી ફિલ્ટર કરીને શીશીઓ ભરી લેવી. આ શાહી જરાપણ જામતી નથી. આ બનાવટ સાદી અને સરસ છે. શાહી પણ ખૂબ સસ્તી પડે છે.

## ત્રીજો પ્રયોગ

| | |
|---|---|
| હરડે | ૪૦ તોલા |
| બહેડાં | ૪૦ તોલા |
| આંબળા | ૪૦ તોલા |
| સડેલા લોઢાનો ભૂકો | ૪૦ તોલા |
| માયાફળ | ૮૦ તોલા |
| હીરાકસી | ૪૦ તોલા |
| વાદળી રંગ | ૭।। તોલા |
| પાણી | ૩૦ શેર |

પ્રથમ હરડાં બેડાં અને આંબળાને જરા અધકુટ કરીને એના બી કાઢી નાખવા. ત્યાર પછી એનું બારીક ચૂર્ણ કરવું. ત્યાર પછી સડેલા લોઢાના ભૂકા સાથે એ ચૂર્ણને ૩૦ શેર પાણીમાં નાંખી ચૂલા પર ચડાવવુ. અડધા કલાક પછી ચૂલા પરથી ઉતારી એ પાણીને ઠંડુ પડવા દેવું અને પછી ગાળી લેવું. એ પાણીમાં માયાફળનો બારીક ભૂકો નાખીને ત્રણ દિવસ સુધી પાણીને હલાવ્યા વગર પડયું રહેવા દેવું. ત્યાર પછી ફરીવાર એને ચુલા પર ચડાવીને જ્યારે પાણી ઉકળે ત્યારે તેમાં હીરાકસીને બરોબર મેળવી દેવી, જ્યારે પાણી બળતાં બળતાં અડધો મણ રહે ત્યારે તેને ચૂલા પરથી ઉતારી લઈ

ઠરી જાય એટલે ગાળી લેવું. ત્યાર પછી ૧૬ દિવસ સુધી એ પાણીને એમને એમ પડયું રહેવા દેવું અને ફરીવાર ગાળી લઈ તેમાં વાદળી રંગની પોટલીને ધોળવી. આ પોટલીને મેળવતાં બે ત્રણ દિવસ લાગે છે. પોટલીનો રંગ બરોબર મળી જાય એટલે એ શાહીને ફરીવાર ગાળી લઈ એમાં થોડું કાર્બોલિક એસિડ અથવા સેલી સાઇલીક એસિડ મેળવી દેવું અને બાટલીઓ ભરી લેવી. આ શાહી પણ લખવામાં ઘણી ઉત્તમ છે અને લાંબા સમય સુધી સડે નહિ એવી સરસ અને સસ્તી છે.

## કાળી શાહી

| | |
|---|---|
| હીરાકસી | ૬ શેર |
| લાગવુડ | ૭ શેર |
| માયાફળ | ૨૮ શેર |
| અરબી ગુંદર | ૬ શેર |
| પાણી | ૧૧૬૦ શેર |

પ્રથમની ચાર ચીજોને જુદી જુદી ખાંડીને બારીક કરી લેવી. પાણીને ખૂબ ઉકાળી લેવું. લાગવુડ અને માયાફળના ભૂકાને એક લોઢાની મોટી કડાઈમાં નાખી એના પર ઉકળતું પાણી નાંખવું, ત્યાર પછી પંદર દિવસ સુધી એમને એમ રહેવા દેવું. ત્યાર પછી અરબી ગુંદરનો ધોળ કરી લાકડાના હાથા વતી ઘૂંટીને એમાં મેળવી દેવો. બીજે દિવસે હીરાકસી મેળવીને દસ દિવસ એ ધોળને પડયો રહેવા દેવો. ત્યાર પછી ગાળીને શીશીઓ ભરી લેવી. આ કાળી શાહી સડી ન જાય એટલા માટે થોડુંક બોરીક એસિડ અથવા સેલીસાઇલીક એસિડ મેળવી દેવું. આ શાહી કાળી અને ખૂબ સરસ બને છે.

## સૂકી કાળી શાહી

| | |
|---|---|
| માયાફળ [ કપડછીન ચૂર્ણ ] | ૨૦ તોલા |
| આંબળાં ,, | ૮ તોલા |
| મસી કાજળ ] | ૬ તોલા |
| ગુંદ [ પીસેલો | ૪ તોલા |
| પાણી | ૧૦૦ તોલા |

પ્રથમ માયાફળને પાણીમાં નાખીને ઉકાળો કરવો, બળતાં બળતાં ૫૦ તોલા પાણી રહે ત્યારે ઉતારીને તેમાં બાકીની બધી વસ્તુ મેળવીને ખૂબ ઘૂંટવું. એકરસ થઈ જાય એટલે પતરા પર એ ઘોળને સૂકવી નાખવો. સૂકાઈ ગયા પછી ઉત્તમ કાળીશાહીનો પાવડર તૈયાર થઈ જશે. જ્યારે જરૂર પડે ત્યારે પાણી સાથે મેળવીને ઉપયોગ કરવો. આ પાવડરના એક એક આંઉસના પેકેટ તૈયાર કરીને બજારમાં મૂકી શકાય.

## રાતી શાહી

| | |
|---|---|
| બ્રેજીલવુડ | ૭૫ તોલા |
| લોધવુડ | ૨૫ તોલા |
| ફટકડી | ૫ તોલા |
| અરબીગુંદર | ૧૦૦ તોલા |
| લાલ રંગ | ૨॥ તોલા |
| પાણી | ૪૦૦ તોલા |

પ્રથમ બ્રેજીલ અને લોધવુડના કટકાઓનું ખૂબ બારીક ચૂર્ણ કરીને એક માટીના વાસણમાં રાખી, એમાં બધું પાણી નાખી ચૂલે ચડાવવું. જ્યારે ઉકળતાં ઉકળતાં અડધું પાણી રહી જાય ત્યારે તેમાં વાટેલી ફટકડી અને ગુંદનો બારીક ભૂકો મેળવી દેવો. અંતમાં

જ્યારે ચોથા ભાગનું એટલે ૧૦૦ તોલા પાણી રહે ત્યારે નીચે ઉતારી ઠરવા દેવું. ઠર્યા પછી એમાં લાલરંગ મેળવીને ચોવીસ કલાક પછી ગાળીને શીશીઓ ભરી લેવી. આ સંપૂર્ણ સ્વદેશી શાહી ખૂબ સરસ અને ટકાઉ છે.

## લીલી શાહી

| | |
|---|---|
| ઘેરો લીલોરંગ | ૨॥ તોલા |
| અરબી ગુંદ | ૧। તોલો |
| પાણી | ૨૪૦ તોલા |

પ્રથમ રંગ અને ગુંદને સૂકે સૂકા પીસીને મેળવી લેવા. ત્યાર પછી એક ચલાણામાં પાંચ તોલા જેટલું પાણી લઈ એમાં એ મિશ્રણ ગાળી લેવું. ત્યાર પછી વસ્ત્રગાળ કરીને બાકીના પાણીમાં ગાળી લઈ ચોવીસ કલાક પછી શાહીને પુનઃ ગાળી લઈ શીશીઓમાં ભરી લેવું. આ શાહી પણ સસ્તી અને સરસ છે.

## પીળી શાહી

| | |
|---|---|
| પીળો રંગ | ૨॥ તોલા |
| અરબીગુંદ | ૦।= આનીભાર |
| ફટકડી | ૦)≡ આનીભાર |
| પાણી | ૧૬૦ તોલા |

ઉકળતા પાણીમાં પ્રથમ પીળારંગને બરાબર મેળવી દઈને તેમાં ગુંદનો બારીક ભૂકો પણ મેળવી દેવો. ૨૪ કલાક પછી ફટકડીના બારીક ચૂર્ણને મેળવીને એ શાહી ફિલ્ટર કરી લેવી. અર્થાત બ્લોટીંગ કાગળથી ગાળી લેવી. યોગ્ય માપની શીશીઓ ભરી લેવી.

## શાહીનો પાવડર

| | |
|---|---|
| માયાફળ | ૯૦ તોલા |
| હીરાકસી | ૪૦ તોલા |
| અરબીગુંદ | ૨૦ તોલા |
| ખાંડ | ૧૦ તોલા |
| વાદળી રંગ | ૭ તોલા |
| કાળો રંગ | ૩ તોલા |

આ બધી વસ્તુને પ્રથમ કપડે ચાળી શકાય એવી અલગ અલગ બારીક કરી લેવી. ત્યાર પછી દરેકને ખૂબ સરસ રીતે મેળવી દેવી. બસ શાહીનો પાવડર તૈયાર! પાંચ તોલા પાવડરને ૪૫ તોલા ઉકળતા પાણીમાં નાખશો એટલે શાહી તૈયાર થઈ જશે. એ શાહી ચાલુ વપરાશમાં સારી છે. પડીકાઓ તૈયાર કરી લેવાં. આ શાહીની ટીકડીઓ પાડવી હોય તો સ્હેજ ભેજવાળી હવા લાગે એવો પાવડર કરીને ટીકડી પાડવાના મશીનમાં માપ સરની ટીકડીઓ પાડી લેવી.

## ફાઉન્ટન પેનની શાહી

આજે ફાઉન્ટન પેનનો પ્રચાર ઘણો છે. ફાઉન્ટન પેનની શાહી હંમેશા તરલ અને જામી ન જાય એવી હોવી જોઈએ. એનું વહેણ બરોબર ચાલુ રહેવું જોઈએ અને નિબ પર જરા પણ જામવી જોઈએ નહિ.

| | |
|---|---|
| ખૂબ સારા માયલાં બારીક પીસેલાં માયાફળ | તો. ૪॥ |
| બારીક પીસેલાં લવીંગ | રતી ૬ |
| હીરાકસી | તો. ૧॥ |
| ઇન્ડિગો કાર્માઈન [ સલ્ફોઇન્ડિગોટિક એસિડ ] | તો. ૦। |
| ગંધકનો તેજાબ | ૩૦ ટીપાં |
| ડીસ્ટીલ્ડ વોટર | ૨૦૦ તોલા |

એક સારુ પીપ અથવા કનસ્ટરમાં પ્રથમ માયાફળ અને લવીંગના ભૂકાને નાખીને ઉપરથી વરાળનું પાણી નાખવું. થોડીવાર એમને એમ રહેવા દેવું. વચ્ચે વચ્ચે હલાવતા રહેવું. બધું બરોબર મળી જાય એટલે એક બીજા કનસ્ટરમાં એને ફિલ્ટર કરી લેવું. ત્યાર પછી હીરાકસીના ચૂર્ણને એમાં ગાળી દેવું. ત્યાર પછી ગંધકનો તેજાબ નાખીને ખૂબ હલાવવું. છેવટે ઇન્ડિગો કાર્માઇનને એમાં મેળવી, ખૂબ હલાવી, શાહીને ફિલ્ટર કરી, બોટલો ભરી લેવી. શાહીનું યોગ્ય નામ આપીને લેબલો લગાવી દેવાં. આ શાહી ફાઉન્ટન પેન માટે ખૂબ સરસ છે.

# તેલ

આજે આપણા દેશમાં અનેક પ્રકારના સુગંધી તેલ બની રહ્યાં છે. એ સિવાય વિદેશથી પણ ઘણી જાતના તેલ આવે છે. શાહીનો ધંધો જેમ મહત્વનો છે તેમ તેલનો ઉદ્યોગ પણ મહત્વનો છે. તેલના ઉદ્યોગનો પ્રાથમિક વિકાસ ભારતવર્ષમાં જ થયો છે. માથામાં નાખવાના, વાળ કાળા કરવાના, શીરદર્દના, વાતરોગના તેમજ ક્ષય, જીર્ણ જવર, નબળાઈ, વ્રણ વગેરે ઘણા દરદો પર પણ આપણા આયુર્વેદે તેલની યોજના સ્વીકારી છે. સુગંધી તેલો સિવાય અનેક પ્રકારના દરદોના તેલો પણ આપણે ત્યાં બને છે. આવા તેલો બનાવીને ઘણા વૈદ્યો ને બીજાઓ લાખોપત્તી થઈ શક્યા છે. તેલોની બનાવટમાં વધારે ખર્ચ નથી તેમ સહેલાઈથી હરકોઈ માણસ બનાવી શકે છે. આ ઉદ્યોગ પાછળ કેવળ ખંત અને વ્યાપારી કુનેહ હોય તો જરૂર સફળતા મેળવી શકાય છે.

દાખલા તરીકે આજકાલ બજારમાં બ્રાહ્મીતેલના નામે અનેક પ્રકારના તેલો વહેંચાઈ રહ્યાં છે. બ્રાહ્મીના પાંદડા ઉકાળીને કંઈ તેલ થતું નથી, તેમ ઘણા તેલો તો બ્રાહ્મીના નામે માત્ર વિદેશી સુગંધોથી જ ભરેલાં હોય છે. આમ અપ્રમાણિકતાના કારણે લોકો વિશ્વાસ

ગુમાવે એ સહજ છે. આ પ્રકરણમાં જેટલા તેલના પ્રયોગો રજુ કરવામાં આવ્યા છે તે બધા અનુભૂત અને ખૂબ વિચારપૂર્વક લખાયેલા છે. ગમે તે માણસ એમાંથી એક બે પ્રયોગો બનાવીને પ્રયત્ન કરે તો એ ખુશીથી પોતાનું ગુજરાન ચલાવી શકે.

હું તેલના ત્રણ વિભાગ પાડીશ.

૧ માથામાં નાખવાના સુગંધી તેલો.

૨ અમુક દરદો પર કામ આવતાં ઔષધ–તેલો.

૩ મશીન માટે ઉપયોગમાં લેવાનાં તેલો.

## તેલ શુદ્ધ કરવાની રીત

તેલ શુદ્ધ કરવાની ઘણી પદ્ધતિ છે. હંમેશા સુગંધી તેલો બનાવવા માટે પ્રથમ તેલની શુદ્ધિ કરવી આવશ્યક છે. તેલની પ્રાકૃતિક ગંધ નીકળી જાય અથવા ઓછી થાય તો જ એનામાં સુવાસ બેસે છે. તે સિવાય શુદ્ધ તેલમાં ચિકાશ નથી રહેતી, માથામાં નાખ્યા પછી વાળ ચોંટી ન જવા જોઈએ અથવા ખોડો ન થવો જોઈએ.

**૧ લી રીત**–માથા પર અથવા શરીર પર લગાવવામાં આવતાં તેલોમાં મુખ્યત્વે એરંડીયુ, તલ અને નારીયેલના તેલનો વ્યવહાર કરવામાં આવે છે. આ તેલને શુદ્ધ કરવાનો સરળ ઉપાય તો એ છે કે જેટલું તેલ હોય તટલું પાણી મેળવીને એને આગ પર ચડાવવું. અને ધીરે ધીરે મુલતાની માટીનું ચુરણ નાખતા જવું. આથી તેલનો સઘળો મેલ મુલતાની માટી સાથે તળીયે જામી જશે. પાણી બળી જાય એટલે તેલને નીતારી લેવું. આ ક્રિયામાં તાપ ધીમો રાખવો જોઈએ. ૨૦ શેર તેલ શુદ્ધ કરવામાં ૧૦ થી ૧૨ કલાક લાગે છે.

**૨ જી રીત**–એક ચાલણીમાં બ્લોટીંગ પેપર રાખીને તેલને ધીરે ધીરે ગાળી લેવું. પરંતુ આ ક્રિયાથી તેલની સ્વાભાવિક ગંધ એમને એમ રહે છે.

**૩ જી રીતઃ**–તેલ ૧૬ ભાગ, ગંધકનો તેજાબ ૧ ભાગ અને પાણી ત્રણ ભાગ. આ ત્રણેને મેળવીને ૭૨ કલાક સુધી ચુપચાપ રાખી મૂકવું. પછી ધીમા તાપ પર ચડાવીને ગરમ કરવું. જ્યારે પાણી અને તેજાબ બળી જાય ત્યારે તેલને ગાળી લેવું.

**૪ થી રીતઃ**–એક લોઢાની કડાઈમાં તેલને રાખીને તેમાં કાસ્ટીક સોડાની હળવી શક્તિવાળી લાઈ મેળવી દેવી. આમ કરવાથી તેલનો કેટલોક ભાગ સાબુના રૂપમાં મેલની સાથે નીચે બેસી જશે. ઉપરનું શુદ્ધ તેલ નીતારી લેવું.

**૫ મી રીતઃ**–તેલ ૧૦૦ ભાગ અને હાઈડ્રોજન પેરોકસાઈડ પાંચ ભાગ. બંનેને મેળવીને એક સપ્તાહ પર્યંત રાખી મૂકવું. તેલ સાફ થઈ જશે.

**૬ ઠ્ઠી રીતઃ**–એરંડીયુ ૧૦૦ ભાગ, ગંધકનો તેજાબ ૧ ભાગ, આલ્કોહોલ ૧ ભાગ. ત્રણે ચીજોને મેળવીને ધીમા તાપ પર થોડીવાર ગરમ કરો. પછી ઉતારીને અલગ રાખી મૂકો. જ્યારે બધો મેલ નીચે જામી જાય ત્યારે તેલને નીતારી લો. ત્યાર પછી એ તેલથી અડધા માપનું પાણી મેળવીને ફરીવાર ઉકાળો. જ્યારે બધો મેલ પાણીમાં મળી જાય ત્યારે ઉતારીને ઢાંકી રાખો. ચોવીસ કલાક પછી એને નીતારીને ગાળી લ્યો. માથાના તેલના ઉપયોગનું સરસ એરંડીયું થઈ જશે.

**૭ મી રીતઃ**–એરંડીયું તેલ ૨૦ ભાગ, બાઈક્રોમેટઓફ પોટાસ ૨ ભાગ, ગંધકનો તેજાબ ત્રણ ભાગ.

પ્રથમ ગરમ પાણીમાં બાઇક્રોમેટને મેળવી લ્યો. પછી તેમાં તેજાબ મેળવીને ધીરે ધીરે તેલમાં નાખતા જાઓ. અને કોઈ વસ્તુથી તેલને ખૂબ હલાવતા જાઓ. થોડીવાર પછી પાણીને અલગ કરી નાખી પાછળથી ૩/૪ ભાગ સેંકડાના હિસાબે ઓકસેલીક એસિડ લઈને તેલમાં ખૂબ મેળવી દો. આથી તેલ એકદમ નિર્મળ, નિર્ગંધ અને કાંતિયુક્ત બની જશે.

## કમળનું તેલ

| | |
|---|---|
| શુદ્ધ કરેલું નાળીયેરનું તેલ | મણ ૦॥ |
| કમળના ફુલ | શેર ૧. |
| સફેદ ચંદનનો ભૂકો | તો. ૧૦ |
| મોટી એલચી | તો. ૧૦ |
| કપુરકાચલી | તો. ૧૦ |
| છડીલો | તો. ૧૦ |
| સુગન્ધ કોકિલ | તો. ૧૦ |
| સુગંધીવાળો | તો. ૧૦ |
| જટામાંસી | તો. ૧૦ |
| બસ | તો. ૧૦ |

કમળના ફુલ સિવાયના મસાલાને ખાંડી ૩૨૦ તોલા પાણીમાં ઉકાળો, જ્યારે એકસો સાઠ તોલા પાણી રહે ત્યારે તેમાં તેલ નાખી દો. પાણી બળી જાય ત્યારે તેલને ગાળી લઈ એમાં કમળના ફુલ અને કપુર તો. ૪ નાખી દેવાં. પછી બરોબર ઢાંકીને પંદર દિવસ સુધી અગાશીમાં રાખી મૂકો. પછી ગાળી લ્યો. ખૂબ શીતળ અને સુગંધી તેલ તૈયાર થશે.

## મસાલાનુ મનોરંજક તેલ

| | |
|---|---|
| તલનું શુદ્ધ કરેલું તેલ | શે. ૧૦ |
| પાણી | શે. ૧૦ |

આ બંનેને ભેગા કરી તેમાં નીચેની વસ્તુનું ચૂર્ણ જરા જાડું કરી એક પોટલીમાં બાંધીને તૈયાર રાખો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જટામાંસી | તો. | ૧૦ | અગર | તો. | ૨ |
| સુગંધીવાળો | તો. | ૫ | નાની એલચી | તો. | ૨ |
| પાનડી | તો. | ૧૦ | લાલ ચંદન | તો. | ૨ |
| ખસ | તો. | ૧૦ | તજ | તો. | ૨ |
| કપુરકાચલી | તો. | ૧૦ | રતન જોત | તો. | ૧ |
| લવીંગ | તો. | ૨ | | | |

ઉપરોક્ત વસ્તુઓના જાડા ચૂર્ણની પોટલી બાંધી તેલ અને જળના મિશ્રણમાં નાખવી. ધીમા તાપે ઉકાળો કરવો. જ્યારે સઘળું પાણી બળી જાય ત્યારે તેલને ગાળી લઈ તેમાં કપુર તો. ૧ નાખવું. આઠ દિવસ પર્યંત તેલને પડયા રહેવા દેવું. પછી ઉપયોગમાં લેવું. સુગંધ વધારે તીવ્ર અને સરસ કરવી હોય તો આ તેલમાં પાંચ તોલા જીરેનીયમ મેળવી દેવું. [ શુદ્ધ સ્વદેશીની દૃષ્ટિએ જેને બનાવવું હોય તેણે જીરેનીયમ ન મેળવવું ] આ તેલ ચિત્તને પ્રસન્ન કરનારું અને ઠંડુ બને છે.

## હિમ સુંદર તેલ

લાલ ચંદન, સફેદ ચંદન, તગર, જેઠીમધ, હળદરના પાન, મજીઠ, લોધ્ર, દેવદાર, કપુરકાચલી, તેજપત્ર, જટામાસી, તજ, અગર, ખરેંટી, કુષ્ઠ, જાવંત્રી, છાર છરીલો, નખલા, મોથ, હરડે, નાગકેશર, એલચી, વરીયાળી, આ ત્રેવીસ ચીજો દરેક બબે તોલા લઈ બારીક ભૂકો કરી નાખવો. શતાવરી, આંબળા, ગોખરૂ, કેળાં, પાતાળ કોળું, શેમળાના મૂળ આ બધી ચીજોના સ્વરસ અડધો ગાડો શેર અને સ્વરસ ન મળી શકે તો દરેક દસ દસ તોલા લઈ ૪૮૦ તોલા

પાણીમાં ક્વાથ કરવો. ૧૨૦ તોલા ક્વાથ બાકી રહે ત્યારે ગાળીને તૈયાર રાખવો.

એલચીનું તેલ ૧૦ તોલા, કપુર ૨ાા તોલા, રતનજોત ૫ તોલા, ગાયનું દૂધ પાંચશેર, તલનું તેલ ૧૦ શેર.

૧૦ શેર તલનું તેલ, ઉકાળો ૧૨૦ તોલા, પાણી પાંચ શેર, પ્રથમના ઔષધોનું ચૂર્ણ અને ગાયનું દૂધ બધું ભેગું કરીને ધીમાતાપે પાક કરવો. તેલ જ્યારે બાકી રહે ત્યારે ગાળી લઈ ઠરવા દેવું. ત્યાર પછી તેમાં એલચીનું તેલ રતનજોત અને કપુર મેળવી દેવું. આઠ દિવસ એમને એમ રાખીને ગાળી લેવું. અને માપની શીશીઓ ભરી લેવી. આ તેલ કોઈપણ વિદેશી તેલ કરતાં ઉત્તમ અને ગુણમાં સંપૂર્ણ બને છે. આ તેલ માથામાં લગાવવાથી માથાના દુઃખાવાની ફરિયાદ, યાદ દાસ્તની કમજોરી, મગજની નબળાઈ, અને ઉષ્ણુતા શાંત થઈ નીરાંતે નિદ્રા આવે છે. તેમ કોઈપણ રૂતુમાં આ તેલનું શરીરે માલીશ કરવાથી ખસ, ખુજલી અને અન્ય ચામડીના દર્દો દૂર થાય છે. શરીર ખૂબ સુંદર બને છે.

## કેશરંજન તેલ

નાની એલચી, હાઉબેર, નખ, સફેદ ચંદન, કકોલ, કચુરો, નરકચુર, ખસ, ગુલાબનાં ફૂલ, પાનડી, સુગંધ કોકિલા, સુગધીવાળો, ચંપાવતી, કપુરકાચલી, નાગર મોથ, મોટી એલચી, જટામાંસી, તજ, લવીંગ અને છાર છરીલો આ વીસ ચીજો પાંચ પાંચ તોલા લેવી. બધી દવાઓને અધકચરી કરી લેવી.

તલનું શુદ્ધ કરેલું તેલ શેર ૧૨ાા લઈ એક ટીન અથવા કાચના વાસણમાં ભરવું. તેમાં ઉપરના મસાલાનું જાડું ચૂર્ણ નાખી દેવું અને વાસણને એવી રીતે પેક કરવું કે તેમાં હવા પ્રકાશ જાય નહિ. ૭ દિવસ અને ૭ રાત સુધી એ ઠામને અગાશીમાં ખૂલ્લામાં મૂકવું. જેના

પર તડકો, અને રાતનો ઓસ પડવો જોઈએ. ત્યાર પછી તેલને ગાળી લઈ શીશીઓ પેક કરવી. આ તેલ મગજને શાંત બનાવે છે, વાળા કાળા રાખે છે અને વાળને વધારે છે.

## સુગંધી તેલ

| | | | |
|---|---|---|---|
| શુદ્ધ કોપરેલ | તો. ૫૦૦ | લીલા આંબળાનો રસ | તો. ૧૦૦ |
| વાળો | તો. ૫ | ગુલાબના ફૂલ | તો. ૨।। |
| કચૂરો | તો. ૨।। | કપુરકાચલી | તો. ૨।। |
| બ્રાહ્મી | તો. ૫ | પાનડી | તો. ૫ |
| તજ | તો. ૧। | તમાલપત્ર | તો. ૧। |
| તગર | તો. ૧। | ધઉંલા | તો. ૧। |
| સુખડનું ચૂર્ણ | તો. ૨।। | મોથ | તો. ૧૦ |
| પાણી | તો. ૩૦૦ | | |

ઉપર દર્શાવેલા તેલના વસાણાનો પ્રથમ જાડો ભૂકો કરી પાણી તો ૩૦૦ માં નાખી એક લોહ કડાઈમાં ક્વાથ કરવો. જ્યારે ૧૦૦ તોલા પાણી બાકી રહે ત્યારે ક્વાથને ગાળી લેવો. ત્યાર પછી તેલ ક્વાથ અને આમળાના રસને એકત્ર કરી કલાઈ વાળા ડામમાં તેલ સિદ્ધ કરવું. જ્યારે પાણીનો ભાગ બળી જાય ત્યારે તેલને ડરવા દઈ ગાળી લેવું. આ તેલ માં કપુર તો એનું મિશ્રણ કરવું અથવા વિદેશી વસ્તુ વાપરવી હોય અને તેલને સુગંધી બનાવવું હોય તો તેમાં ઓઈલ જસમીન તો. ૧ ઓઈલ બરગોમેટ તો. ૧ અને ઓઈલ લવંડર તો. ૦।। મેળવી દેવું. સરસ સુગંધીદાર અને ઠંડક આપનારૂ ગુણકારી તેલ તૈયાર થશે. બજારમાં વેચાતા અનેક ચિત્રવિચિત્ર તેલો કરતાં આ તેલ દરેક રીતે ફાયદા કારક બનશે.

## હિમપ્રભાતેલ

| | | | |
|---|---|---|---|
| તલનું તેલ | શે. ૫, | રતનજોત | તો. ૧ |
| નાની એલચી | તો. ૧. | એકાંગી | તો. ૨ |
| લવીંગ | તો. ૧ાા, | મુચકંદ | તો. ૨ |
| સુગંધીવાળો | તો. ૨ | પાનડી | તો. ૧ |
| કુલંજન | તો. ૨, | મોટી એલચી | તો. ૧ાા |
| કપુર | તો. ૧ | | |

રતનજોત સિવાયના બધાં દ્રવ્યોને ખાંડીને કૂટી નાખવાં. એક કલાઈવાળા ઠામમાં એ ભૂકાને બે આંગળ પાણી ઊંચુ રહે એવી રીતે ૧૨ કલાક સુધી પલાળી રાખવો. ત્યાર પછી તેલને જરા ગરમ કરી રતનજોત ધીરે ધીરે મેળવી દેવી. જ્યારે તેલમાં રંગ આવી જાય ત્યારે તેમાં પલાળેલો મસાલો પાણી સહિત નાખીને ધીરા તાપે તેલને સિદ્ધ કરવું. જ્યારે બધો મસાલો તળીયે બેસી ગયેલો અને કંઈક આકરો થયેલો જણાય અર્થાત પાણીનો ભાગ જરા પણ ન રહે ત્યારે તેલને ગાળી લેવું. તેલને ગાળતાં થોડો ઘણો પાણીનો ભાગ આવી જાય તો એ તેલને કુચા વગર એમને એમ ઉકાળવું, એટલે પાણી બળી જશે. આ તેલ ઠંડુ છે. માથાના દુખાવા પર પણ સારો લાભ આપે એવું છે. હંમેશ વાપરવા લાયક છે.

## કેશકમલિની

રતાંજળી, ચંદન, અગર, દેવદાર, પતંગ, પદમક, જાયફળ, જાવંત્રી, ગુગળ, નાગકેશર, લવંગ, ચણકબાબ, તજ, તમાલપત્ર, એલચી, વાળો, છડીલો, દારૂહળદર, મોરવેલ, કચુરો, નાગરમોથ, નગોડના ફૂલ, ઘઉંલા, લોબાન, કાળોવાળો, નખલા, પીપરીમૂળ, તગર, મજીઠ, ધાવડીના ફૂલ આ બધી વસ્તુ એક એક તોલો લઈ તેનો જાડો ભૂકો કરી ૪૦૦ તોલા પાણીમાં નાખી ક્વાથ કરવો. ધીમા તાપે ક્વાથ કરીને ૧૦૦ તોલા રહે ત્યારે ગાળી લઈ તેમાં ૨૫૦ તોલા તલનું તેલ નાખી

તેલને સિદ્ધ કરવું, પાણી બળી જાય અને તેલ રહે ત્યારે ગાળી લઈ તેમાં કપુર તો. ૧, કેશર તો. ૧, કસ્તુરી તો. ૦।, શિલાજીત તો. ૧, મીણ તો. ૧ આ પાંચ ચીજો મેળવી દેવી. આઠ દિવસ સુધી રહેવા દઈ તેલને બાટલીઓમાં ભરી લેવું. આ તેલ ખૂબ સરસ અને ઉત્તમ બને છે. વિદેશના કોઈપણ તેલ કરતાં આ તેલ હજારગણું ફાયદાકારક છે. આ તેલ માથામાં નાખી શકાય છે અને શરીરે માલીશ પણ કરી શકાય છે, માતાના ચાઠાં, નબળાઈ, જીર્ણજ્વર, શરીરની તેમજ મગજની નબળાઈ, માથાનો દુખાવો, વાળનું ખરી પડવું, ખોટી ગરમી, આંખોમાં તેજ ઓછું થવું, વગેરે ઘણા દરદો તેમજ શરીરની સ્વસ્થતા અને સુંવાળપ માટે આ તેલ ઘણું ઉપયોગી છે. આમાં કિંમતી વસ્તુઓ પડતી હોવા છતાં પણ ફ્રાંસની બનાવટના તેલ કે લોશન જેટલું મોંઘું નથી. શ્રીમંત માણસો વહાઈટ ઓઈલવાળા ખોટા સુગંધી તેલો વાપરે છે એ કરતાં આવું તેલ વાપરે તો દેશના એક ઉદ્યોગને કેટલો લાભ મળે ?

## બ્રાહ્મી તેલ

આજે બજારમાં અનેક પ્રકારના બ્રાહ્મી તેલો વેચાય છે અને એમાંથી ભાગ્યેજ કોઈક સાચાં હોય છે. આ નીચેનો પાઠ મારો ખાસ અનુભવેલો છે અને ખૂબ ફાયદો આપનારો છે. હરકોઈ ભાઈ બહેન સ્હેલાઈથી આ તેલ બનાવીને બજારૂ તેલના પંજામાંથી છૂટી શકે છે.

બ્રાહ્મી શે. ૧ લઈ અધકચરી ખાંડી ૧૬ શેરે પાણીમાં એનો ધીમા તાપે ક્વાથ કરવો. ૪શેર રહે ત્યારે ગાળીને એક ઠામમાં લઈ લેવું.

ત્રિફળાં શે. ૧ નો ઉપર મુજબ ક્વાથ કરી ઉકાળો એક જુદા ઠામમાં ગાળી રાખવો.

| | | | |
|---|---|---|---|
| સુખડ | તો. ૨ાા | લવીંગ | તો. ૧ |
| બદામ | તો. ૨ાા | જાવંત્રી | તો. ૧ |
| વાળો | તો. ૨ાા | તજ | તો. ૧ |
| કપુરકાચલી | તો. ૨ાા | કુઠ | તો. ૧ |
| ગુલાબના ફુલ | તો. ૨ાા | પાનડી | તો. ૧ |
| એલચી | તો. ૧ | નખલા | તો. ૧ |
| અસગંધ | તો. ૧ | ધઉંલા | તો. ૧ |
| શતાવરી | તો. ૧ | છારછડીલા | તો. ૧ |
| દેવદાર | તો. ૧ | ધોળુ સીસમ | તો. ૧ |
| ગરમાળો | તો. ૧ા | નસોતર | તો. ૧ |

આ વીસ ચીજોને બારીક ખાંડી પાણીમાં ચટણી માફક વાટી લોચો કરીને તૈયાર રાખવો.

તેલ શેર ૧૦ તલનું લઈ એમાં બંને ઉકાળા અને ઉપરના મસાલાનો કલ્ક નાખી ધીમા તાપે પાક કરવો પાણી બધું બળી જાય ત્યારે તેલને ધડીક ઠરવા દઈ ગાળી લેવું.

ત્યારપછી એ તેલને એક બરણીમાં ભરી તેમાં કપુર તો. ૧ા, કેશર તો.૧ અને શિલાજીત તો. ૧ બારીક વાટી મેળવી ને આઠ દિવસ સુધી તેલને ઢાંકી રાખવું. ત્યારપછી આ તેલનો ઉપયોગ કરવો.

રાજકોટના શ્રી વીર ઔષધાલયનો આ સ્વતંત્ર પાઠ છે અને આ તેલ અનેક દૃષ્ટિએ ફાયદાકારક સિદ્ધ થયું છે. મગજની નબળાઈ, ખોટી ગરમી, વાળની રૂક્ષતા, માથાનો ને આંખનો દુઃખાવો, અભ્યાસના અંગે લાગતો થાક, ન્યુરેસ્થેનિયા, ઉન્માદ–ગાંડપણ, વાળ ખરી પડવા, અકાળે વાળ ધોળા થવા વગેરે પર આ તેલ તીર જેવું કામ કરે છે અને હંમેશ વાપરવાથી મગજ શાંત અને સ્વસ્થ રહે છે.

## સાદું બ્રાહ્મીનું તેલ

| | | | |
|---|---|---|---|
| બ્રાહ્મી | તો. ૧૦ | આમળા | તો. ૧૦ |
| સુખડ | તો. ૨॥ | મોથ | તો. ૨॥ |
| વાળો | તો. ૨॥ | ક્ચુરો | તો. ૨॥ |
| પડોપાનડી | તો. ૨॥ | ઘઉંલા | તો. ૧ |
| નખલા | તો. ૧ | કપુરકાચલી | તો. ૧ |
| એલચી | તો. ૧ | | |

આ અગીઆર વસ્તુઓને જાડી ખાંડી તેમાં ૨ શેર પાણી નાખી ૧૨ કલાક પડ્યા રહેવા દઈ બીજે દિવસે પાંચ શેર તલનું અથવા ટોપરાનું તેલ નાખી ધીમા તાપે પાક કરવો, તેલ પાકી જાય ત્યારે ગાળી લઈ તેમાં કોઈ પણ ભળતી સુગંધ પાંચ તોલા નાખીને ઉપયોગમાં લેવું.

## બ્રાહ્મીનું બનાવટી તેલ

શુદ્ધ કરેલું ટોપરાનું તેલ શેર ૫
ચોકખું વહાઈટ ઓઈલ શેર ૫
લીલો રંગ (પ્રવાહી તેલનો આવે છે તે) ૧૨૦ ટીપાં

ત્રણે ચીજોને મેળવીને એક કાચની બરણીમાં ગાળી લેવું. ત્યાર પછી તેમાં—

આમળાનું એસેન્સ ૧ તોલો
કેરીનું એસેન્સ ૦। તોલો
લવંડરનું એસેન્સ ૧। તોલો
રોઝજીરેનીયમ ૧। તોલો
બર્ગેમેટ ઓઈલ ૧। તોલો

આ મિશ્રણ ઉમેરી ત્રણ દિવસ તેલને ઢાંકી રાખી શીશીઓ ભરી લેવી. ભપકાદાર, સુગંધી અને ચમકદાર રંગનું આ તેલ લોકોને આકર્ષી શકશે પણ ગુણની દૃષ્ટિએ આ તેલનું કશું મહત્ત્વ નથી.

બ્રાહ્મીના નામે આજે બજારમાં જે લૂંટ ચાલે છે એ સમજાય એટલા ખાતરજ આ પાઠ આપ્યો છે. ગૃહઉદ્યોગની દૃષ્ટિએ આ પાઠનું જરાયે મહત્ત્વ નથી.

## ગુણકારી તેલ

નગોડના પાંદડાં અને મૂળીયાંનો રસ શેર ૫, ત્રિફળા શેર ૧ નો ૧૬ શેર પાણીમાં કરેલો કવાથ શેર ૨, ભાંગરાનો રસ શેર ૧

આ આઠ શેર પ્રવાહીમાં ૧૦ શેર તાજું તલનું તેલ નાખી પાક કરવો. તેલ સિદ્ધ થઈ જાય એટલે ગાળીને ઉપયોગમાં લેવું. વાળને કાળા, ચકચકતા અને મજબૂત રાખવા માટે આ સાદું છતાં ગુણકારી તેલ અજોડ છે. આ પાઠ પણ શ્રી વીર ઔષધાલયનો ખાસ પેટન્ટ છે.

આ તેલને કંઈક સુગંધી બનાવવું હોય તો ગમે તે પ્રકારનું પાંચ તોલા સારૂ એસેન્સ નાખી દેવું.

## વેજીટો હેર ઓઈલ

ગુલાબના ફૂલ, કંકોલ, જટામાંસી, હાઉબેર, વાળો, નાગરમોથ, પાનડી, કચુરો, તજ, લવીંગ, એલચી, મોટીએલચી, ધાણા, સુખડ, કપુરકાચલી, છડીલો, ઘઉંલા, નખલા આ બધી ચીજો બબ્બે તોલા લઈને જાડો ભૂકો કરવો.

એક બરણીમાં તલનું તેલ અથવા નિર્ગંધ ખોપરેલ શેર પાંચ લઈ તેમાં ઉપરનો કોરેકોરો ભૂકો નાખી બરણીને પેક કરી પંદર

દિવસ તડકે રાખવી. ત્યારપછી ખૂબ ચોળીને તેલને ગાળી લેવું. આ પ્રમાણે તૈયાર થયેલા તેલમાં ૨॥ તોલા જસમીન અને ૨॥ તોલા લવંડર મેળવી દેવું.

સુવાસિક, ગુણકારી અને મગજને શીતળતા આપનારું તેલ તૈયાર થશે.

## બ્રાહ્મી આમળા તેલ

લીલા આમળાનો રસ શેર ૧૦ અને તાજી બ્રાહ્મીનો રસ શેર ૨ અથવા કવાથ શેર ૨. [બ્રાહ્મી શેર ૧, પાણી ૧૬, શેર બાકી ૨ શેર] એમાં ૨૦ શેર તેલ [તલનું] નાખી ધીરા તાપે ઉકાળવું. પાણીનો ભાગ બળી જાય એટલે ઉતારી ઠંડુ કરી ગાળી લેવું.

ત્યારપછી તેમાં—

શ્વેતચંદન અગર તગર તમાલપત્ર, એલચી, મોટીએલચી, કપુરકાચલી, નખલા, ઘઉંલા, જાવંત્રી, ગુલાબના ફૂલ, કપુર, પાનડી, ધાણા, લવીંગ, ચણકબાબ, વાળો, છડીલો દરેક દોઢ દોઢ તોલો લઈ જાડો ભૂકો કરી ઉપરના તેલમાં નાખી એક બરણીમાં બધું ભરી દસ દિવસ ને દસ રાત પર્યંત અગાશીમાં રાખી મૂકવું, ત્યારપછી ચોળીને ગાળી લેવું. જે યોગ્ય લાગે તે સુગંધ પ્રમાણસર મેળવી દેવી.

આ તેલ માથામાં નાખવા માટે સરસ છે, ગુણકારી પણ છે.

હવે થોડાંક વહાઈટ ઓઈલ પર તૈયાર થતાં તેલોની બનાવટ આપું છું, એ તેલો સુગંધની દૃષ્ટિએ જ તૈયાર થાય છે. એમાં કોઈ ગુણ હોતો નથી, નીચે આપવામાં આવેલા તેલો બજારમાં જુદા જુદા નામે વેચાય છે, હું એ બધાનાં કલ્પિત નામો આપું છું.

## કિશોરી હેર ઓઇલ

| | | |
|---|---|---|
| વ્હાઇટ ઓઇલ | શેર | ૨૦ |
| સુખડનું તેલ | તો. | ૨૦ |
| ઓઇલ લવંડર | તો. | ૧૦ |
| ઓઇલ બરગોમેટ | તો. | ૧૦ |
| લાલ રંગ | તો. | ૦॥ |

આ બધી ચીજોને બંધ વાસણમાં ત્રણ દિવસ રાખી મૂકી, ગાળી લઈ બાટલીઓ ભરી લેવી. અરધો મણ તેલ બનાવતાં લગભગ આઠથી દસ રૂપિયા ખર્ચ આવે છે અને પેકીંગ, બાટલી વગેરેના દસ રૂપિયા ગણીએ તો એક રૂપિયે શેર પડે છે. આવા સસ્તા અને ગુણહીન તેલ પાછળ આપણે સેંકડો રૂપિયા બરબાદ કરીએ છીએ.

## સજની હેર ઓઇલ

| | |
|---|---|
| વ્હાઇટ ઓઇલ | ૨ મણ |
| જીરેનિયમ | ૮ તોલા |
| બરગોમેટ ઓઇલ | ૩૬ તોલા |
| લવંડર ઓઇલ | ૩૬ તોલા |
| રોઝબરી ઓઇલ | ૧૬ તોલા |

પ્રથમ બતાવેલા કિશોરી હેર ઓઇલ માફક આને બનાવવું, ગુણ કંઈ નથી. સુગંધ સરસ ખીલે છે.

આ પ્રમાણે વ્હાઇટ ઓઇલમાં ગમે તે યોગ્ય એસેન્સોની મેળવણી કરીને અને જુદા જુદા રંગો ઉમેરીને અનેક પ્રકારના તેલ તૈયાર કરી શકાય છે.

હવે થોડા ઘણા મશીનના કામમાં ઉપયોગી થાય તેવા તેલના

પાઠ આપું છું. મશીનના તેલના મિશ્રણમાં મોટે ભાગે વિદેશી વસ્તુઓનો આશ્રય લેવો પડે છે.

### સાયકલનું તેલ

| | |
|---|---|
| સાફ કરેલું એરંડિયું | ૩૦ ભાગ |
| સ્પર્મ ઓઇલ | ૪૦ ભાગ |
| ઑલીવ ઓઇલ | ૨૦ ભાગ |
| મિનરલ કોલ્ઝા | ૧૦ ભાગ |

આ ચારેયનું મિશ્રણ કરીને ઉપયોગમાં લેવું. સાઇકલમાં પુરવા માટે આ તેલ સારું છે.

### ઘડીઆલનું તેલ

| | |
|---|---|
| બ્લેક ઓકસાઇડ ઓફ એન્ટીમની | ૧ ભાગ |
| સીસાના બારીક છર્રા | ૪ ભાગ |
| બદામનું તેલ | ૨૦ ભાગ |

એક કાચની સફેદ બોટલમાં પ્રથમ તેલને નાખી પછી બીજી બંને ચીજોને અંદર નાખવી અને એક મહિના પર્યંત તડકામાં રાખી મૂકવું. વચ્ચે વચ્ચે હલાવતા રહેવું. અંતમાં સાફ તેલને નીતારી લેવું. ઘડિયાલના મશીનમાં આ તેલ ખૂબ ઉપયોગી છે.

### ટાઇપરાઇટર તથા અન્ય મશીનોના ઉપયોગનું તેલ

ઓલીવ ઓઇલ સમાન પાણીમાં મેળવીને ઊકાળવું. પછી તેલને ફીલ્ટર કરી એક બાટલીમાં ભરી તેમા થોડો સાફ ચૂનો નાખવો ર અને પછી ચાર છ કલાક રહેવા દઇ; સ્વચ્છ તેલને નીતારી લઇ ઉપયોગમાં લેવું.

હવે થોડાંક ઔષધિ તરીકે કામમાં આવતા તેલોની રીત સમજાવું.

ઔષધિ તરીકે ઉપયોગમાં લેવાતાં તેલ ઘણાં કિંમતી છે. આ તેલો બનાવીને ઘણી ફાર્મસીઓ ખૂબ કમાય છે. આમાનાં કોઇપણ

તેલ બનાવીને બજારમાં મૂકવામાં આવે તો એનો ઉપાડ સારો થવાનો સંભવ છે.

## અર્શ વિધ્વંસક તેલ

ચિત્રક મૂળની છાલ, આદુ, હીરાકસી, મીંઢોળ, સુરમો, પીલુ, સૈંધવ, મનસીલ, કરેણની જડ, હરતાલ, દંતીમૂળ, તાલીસપત્ર, કલીહારીના મૂળ, દારૂડીના મૂળ, નાગરમોથ અને વજ. આ સોળ ચીજો બબ્બે તોલા લાવી ખાંડી નાંખવી. આકડાનું ખીર ૨૦ તોલા, થોરનું ખીર ૨૦ તોલા, ગૌમુત્ર ૮૦ તોલા અને તલનું તેલ ૮૦ તોલા. આ બધી વસ્તુઓને એકત્ર કરી એક લોઢાની કડાઈમાં નાખી ધીમે તાપે તેલને સિદ્ધ કરીને ગાળી લેવું. હરસ-મસા પર આ તેલ લગાવવાથી સુકાઈને ખરી જાય છે.

## કુમારી તેલ

| | |
|---|---|
| કુંવારનો રસ શેર ૨ | ધતુરાનો રસ શેર ૨ |
| ભાંગરાનો રસ શેર ૨ | ગાયનું દૂધ શેર ૮ |
| તલનું તેલ શેર ૨ | |

જેઠીમધ, વાળો, મજીઠ, નખલા, નાગરમોથ, કપુર, ભાંગરો, એલચી, જીવંતી, કુષ્ઠ, પદમક, અરડુશીના પાન, તાલીસપત્ર, તમાલપત્ર, એરંડમૂળ, અશોક છાલ, ટોપરૂં, રાળ, સુઆ, અશ્વગંધા, વાવડીંગ. આ બધી ચીજો એક એક તોલો લઈ ખાંડી, તેમાં પાણી નાંખી ચટણી માફક પીસીને લોચો કરવો.

પછી બધી ચીજો ભેગી કરી ધીમા તાપ પર તેલનો પાક કરવો. તૈયાર થાય એટલે ગાળી લેવું.

માથાનો ગમે તેવો દુઃખાવો હોય તો આ તેલના માલીસથી મટે છે. લકવો, અડદિયો વા, શોપ, મૂર્ચ્છા, સાંધાનો દુઃખાવો વગેરે

પણ મટે છે. કાનમાં ટીપાં નાખવાથી બહેરાશ અને કર્ણશૂલને પણ ફાયદો થાય છે.

## મહાચંદનાદિ તેલ

શ્વેતચંદન, રક્તચંદન, અગર, પતંગ, દેવદાર, સોપારી, પદમક, જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, મોટી એલચી, કંકોલ, તમાલપત્ર, કપુરકાચલી, નાગકેસર, વાળો, તજ, જટામાંસી, કચૂરો, છડીલો, નાગરમોથ, રેણુકપુષ્પ, ઘઉંલા, નખલા, લાખ, મજીઠ, તગર, ધાવડીના ફૂલ, લતા કસ્તુરી, નેત્રવાળો. આ બધી ચીજો એક એક તોલો લઈ ખાંડી આઠ શેર પાણી નાખી મંદતાપે એનો ઉકાળો કરવો. ૬ શેર પાણી રહે ત્યારે નીચે ઉતારી ઘડીક ઠરવા દઈ ગાળ્યા વગર રાખી તેમાં ૪ શેર તલનું તેલ નાખી ધીમા તાપ પર પકાવવું. પાણી બળી જાય ત્યારે તેમાં—

કેશર, કપુર, મીણ, રાળ, શીલારસ, ગુગળ, લોબાન આ સાત વસ્તુઓ એકેક તોલો લઈ બારીક ચૂર્ણ કરી તેમાં નાખવું. પંદર મિનિટ સુધી ફરીવાર અગ્નિ આપી તેલને ઉતારી લઈ ઠરવા દેવું. ઠર્યા પછી તેમાં એક તોલો સાચી કસ્તુરીનો બારીક ભૂકો મેળવી દઈ આઠ દિવસ પર્યંત મજબૂત ઢાંકી રાખી નવમે દિવસે માપની શીશીઓ ભરી લેવી. આ તેલ જરા મોંઘું પડે છે. પણ ગુણની દૃષ્ટિએ ખૂબ સસ્તુ છે. શરીરે માલીસ કરવાથી ચર્મરોગ મટે છે. દેહમાં તાકાત આવે છે. ક્ષય, જીર્ણજ્વર, જ્વર, રક્તપિત્ત, દુર્ગંધ મારતો પસીનો વગેરે પર તત્કાલ ફાયદો કરે છે. માથામાં નાખવાથી ખરી પડતા વાળ અટકે છે અને વાળ કાળા થાય છે.

## વિષગર્ભ તેલ

વજ, કઠ, ધતુરાના બી, કાયફળ, માલકાંગણી આ પાંચ ચીજો અધોળ અધોળ લેવી. વછનાગ ૧૨ાા તોલા લેવા. બધાને બારીક વાટી ચટણી જેવું કરવું.

| | |
|---|---|
| તલનું તેલ શેર ૫ | નગોડના પાનનો રસ શેર ૨ |
| ભાંગરાનો રસ શેર ૨ | ધતુરાના પાનનો રસ શેર ૨ |
| | ગાયનું મુત્ર શેર ૨ |

બધાં પ્રવાહી અને ઉપરના મસાલાની ચટણી તથા તેલ એકત્ર કરીને ધીમા તાપે પાક કરવો. તેલ બાકી રહે ત્યારે ગાળી લેવું. આ તેલ દરેક પ્રકારના વાતરોગ માટે પ્રસિદ્ધ છે. આ તેલ બનાવવામાં બહુ કડાકૂટ પણ નથી.

## સંધિવાનું તેલ

સફેદ કરેણનું મૂળ તોલા ૫ અને એરંડમૂળ તોલા ૫ બંનેને વાટી ચટણી જેવી લુગદી કરવી. પછી તેલ શેર ૧ લઇ તેમાં લુગદી નાખી પકાવવું. ત્રણ કલાકના અગ્નિ પછી તેલને ગાળી લઈ તેમાં ૦॥ તોલો અફીણ મેળવવું અને શીશીઓ ભરી લેવી. સંધીવામાં આ તેલ ઘણું સારું કામ આપે છે અને દુઃખાવો શાંત કરે છે.

## લાક્ષાદિ તેલ

પીપળાની અથવા બોરડીની લાખ ૨૫૬ તોલા લઈ, ૧૦૦૦ તોલા પાણીમાં એનો ક્વાથ કરવો. ૨૫૦ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું. એ ઉકાળામાં તલનું તેલ શેર ૨ ગાયના દૂધની છાસ તો. ૨૫૦ નાખવી.

અને—

વરિયાળી, આસગંધ, હળદર, દેવદાર, કડુ, કઠ, મોરવેલ, રેણુકબીજ, જેઠીમધ, સુખડ, નાગરમોથ, રાસ્ના, આ બધી એક એક તોલો લઇ બારીક ચૂર્ણ કરી ઉપરના મિશ્રણમાં નાખી, મિશ્રણને ધીમા તાપે ઊકાળવું પાણી, બળી જાય અને તેલ માત્ર રહે ત્યારે ગાળીને શીશીઓ ભરી લેવી.

વિષમજ્વર, ઉધરસ, દમ, સળેખમ, પાર્શ્વશૂળ, દુખાવો વગેરે પર માલિશ કરવાથી સારો ફાયદો થાય છે. સગર્ભા સ્ત્રી આ તેલનું માલિશ કરે તો એનું બાળક સ્વસ્થ અને સુદૃઢ જન્મે છે અને ક્ષયના દરદીને આ નિયમિત માલિશ કરવામાં આવે તો ઘણો લાભ થાય છે. નબળા બાળકોને માલિશ કરવાથી એનામાં તાકાત આવે છે.

## વાળ કાળા કરવાનું તેલ

| | |
|---|---|
| કાળાતલનું ચોકખું તેલ | ૮૦ તોલા |
| બી કાઢી નાખેલાં આંબળા | ૮૦ તોલા |
| પાણી | ૩૨૦ તોલા |

પ્રથમ આંબળાનો ભૂક્કો કરી થોડાક પાણીમાં ૨૪ કલાક સુધી પલાળી રાખવો. ત્યાર પછી તેમાં બાકીનું પાણી નાખી ઘોળ કરી રાખવો.

પછી એક કઢાઈમાં એકલું તેલ ધીમા તાપ પર ચઢાવવું. થોડોવાર સુધી તેલને પાકવા દેવું. ફીણ અને બડબડિયાં શાંત થાય એટલે કઢાઈ નીચે ઉતારવી.

ગરમ ગરમ તેલ હોય ત્યારે એક લાકડાનો લાંબો કડછો લઈ તેમાં આંબળાનો ઘોળ ભરી દૂરથી એ તેલમાં નાખવો. આ નાખતી વખતે સાવધ રહેવું, કારણ કે ગરમ તેલમાં ઠંડો ઘોળ પડવાથી તેલમાં ફફડાટ થવાનો અને ચારે તરફ છાંટા ઉડવાના. આથી સાવધ રહીને આંબળાનો બધો ઘોળ ધીરે ધીરે તેલમાં મેળવી દેવો. તેલને ફરીવાર અગ્નિ પર ચડાવી, પાણી બળી જાય ત્યારે નીચે ઉતારી ગાળી લઈ શીશીઓ ભરી લેવી. આ તેલ વાપરવાથી વાળ કાળા અને મુલાયમ થાય છે. આ તેલમાં અન્ય કશી સુગંધ મેળવવી નહિ. આ પ્રયોગ શ્રી વીર ઔષધાલયનો ખાસ છે.

# શૃંગાર–પ્રસાધન

## હેરલોશન અને હેરવોશ

આજે સુધરેલા અને શ્રીમંત લોકો દેશી તેલનો ઉપયોગ કરતાં શરમાય છે. વાળ ચીકણા ન થાય એટલા માટે તેઓ હેર લોશન અને હેરવોશનો ઉપયોગ કરે છે. આ ઉદ્યોગમાં લગભગ પ્રત્યેક ચીજો વિદેશી આવે છે. ધંધાની દૃષ્ટિએ આ ઉદ્યોગ ફાયદાકારક છે. કેટલાક પ્રયોગો નીચે આપું છું.

### કેશવર્ધક લોશન

| | | |
|---|---|---|
| લિકર એમોનિયા પહેલી રીત | ૦॥ | ઔંસ |
| ટિંકચર કૅંથેરિડિન | ૦॥ | ઔંસ |
| એકવા કોલોનિયન્સિસ | ૧ | ઔંસ |
| ચોકખું જળ | ૮ | ઔંસ |

બધી ચીજોને મેળવીને બોટલ ભરી લેવી. સવાર સાંજ માથામાં નાખવાથી વાળ વધે છે અને મજબૂત બને છે. ધંધા માટે મોટા પ્રમાણમાં બનાવવું જોઈએ.

## બીજી રીત

| | |
|---|---|
| પિલોકાર્પિન નાઈટ્રસ | ૨ ગ્રામ |
| કવીનીન હાઈડ્રો ક્લોર | ૮ ગ્રામ |
| ગ્લીસરીન | ૨ ડ્રામ |
| ગુલાબજળ | ૬ ઔંસ |

બધાને મેળવીને ઉપયોગમાં લેવું. ગુણ ઉપર મુજબ.

## ત્રીજી રીત

| | |
|---|---|
| ટિંકચર કૈપિસ્કમ | ૦ાા ઔંસ |
| ટિંકચર કૈથેરિડન | ૦ાા ઔંસ |
| ઓઈલ બરગોમેટ | ૨ ડ્રામ |
| ગુલાબજળ | ૬ ઔંસ |
| રેક્ટિફાઈડ સ્પિટ | ૧૨ ઔંસ |

બધી વસ્તુઓને મેળવીને મેગ્નિશિયમ કાર્બોનેટના ફિલ્ટરથી ગળી લેવું. ગુણ ઉપર મુજબ.

## માથામાં જૂ-લીખ મારવાનું લોશ

| | |
|---|---|
| ક્વિલાયા બાર્ક [પીસેલ] | ૦ાા ઔંસ |
| કવૈસિયા [Quassia] | ૧ ઔંસ |
| કરિયાતું | ૨ ડ્રામ |
| ગુલાબજળ | ૨ પોઈંટ |

બધી દવાઓને એક કલાક સુધી ગુલાબજળમાં પલાળી રાખીને ગાળી લેવી. પછી તેમાં નીચેની દવાઓ મેળવવી—

| | |
|---|---|
| એસિડ સેલીસીલીક | ૨ ડ્રામ |
| ટિંકચર લવેન્ડુલા | ૧ ડ્રામ |

બધાને મેળવીને ચાર દિવસ રાખી મૂકવું. પછી ગળીને શીશીઓ ભરી લેવી. જૂ અને લીખ મારવા માટે આ અર્ક ઘણો સરસ છે. વાળને પ્રથમ સાફ કરીને આ અર્ક વાળમાં સરસ રીતે લગાડવો જોઈએ.

## હેરટોનિક

| | |
|---|---|
| શુદ્ધ કરેલું એરંડ તેલ પહેલો પ્રયોગ | ૧૦ ડ્રામ |
| બાલસમ ઓફ પેરૂ | ૮ ડ્રામ |
| જમાઇકા રમ | ૧૨॥ ઔંસ |
| ડીસ્ટીલ્ડ વાટર | ૬ ઔંસ |
| ટિંક્ચર ઓફ સિંકોના | ૧॥ ઔંસ |
| કોલન વાટર | ૧॥ ઔંસ |

બધું મેળવીને બોટલ ભરી લેવી. મજબૂત બ્રુચ લગાવવો. વાળને મજબૂત બનાવે છે.

## બીજો પ્રયોગ

| | |
|---|---|
| એમોનિયાનું પાણી | ૧ ભાગ |
| બદામનું તેલ | ૧ ભાગ |
| ક્લોરોફોર્મ | ૧ ભાગ |
| આલ્કોહોલ | ૫ ભાગ |
| લીંબુનું તેલ | ૧ ડ્રામ |

બધાંને મેળવીને ઉપયોગમાં લેવાથી વાળ મજબૂત બને છે અને ખરતા અટકી પડે છે.

## વાળ ધોવાનો મસાલો

| | |
|---|---|
| ટંકણખાર [ કપડછીન ] | ૧ રતલ |
| સાબુ [ કપડછીન ] | ૧ રતલ |

| | |
|---|---|
| સોડા [ કપડા ધોવાનો ] | ૪ ઔંસ |
| કુમારીન | ૧૫ ગ્રેન |
| હેલીયોટ્રોપાઈન | ૬ ગ્રેન |

બધાને મેળવીને ત્રણ ત્રણ ડ્રામ પાવડરના પેકેટ કરવા. એક પેકેટમાંથી ૫૦ તોલા શેમ્પુ તૈયાર થાય છે. વાળને નરમ અને ચોકખા બનાવે છે.

## સૌભાગ્ય ચંદ્રક

| | |
|---|---|
| લાલ કર્માઇન રંગ | ૧૫ ભાગ |
| અરબી ગુંદ | ૨ ભાગ |
| કાંસાનું ચૂર્ણ | ૧ ભાગ |

પ્રથમ રંગ અને ગુંદને ગુલાબજળમાં ઘૂંટીને એક રસ કરવું. પછી તેમાં કાંસાની ભૂકી મેળવી હલાવી શીશીઓ ભરી લેવી. ચાંદલા કરવાનું જે કંકુ બજારમાં મળે છે એના કરતાં આ સરસ અને સસ્તુ બને છે.

## અધરબત્તી–લીપસ્ટીક

| | |
|---|---|
| ગ્લિસરીન | ૮૦૦ ગ્રામ |
| બોરિક એસિડ | ૬૦૦ ગ્રામ |
| યુસીન સ્કાર્લેટનો ઘોળ | ૨૦ સેન્ટીમીટર |

પ્રથમ યુસીન સ્કાર્લેટના રંગને ત્રણગણા ગુલાબજળમાં ઘૂંટીને ઘોળ બનાવી લેવો. પછી એક ચીનાઇ માટીના વાસણમાં ગ્લિસરીન, ઘોળ અને બોરીકને એકત્ર કરવું. પછી ધીરી આંચ પર રાખીને ગરમ કરવું. જ્યારે પાણી બળીને લગભગ ૧૦૦૦ ગ્રામ જેટલું રહે ત્યારે ઉતારીને સંચામાં ઢાળી લેવું. પાંચ જ મિનિટમાં કાચ જેવી ચમકદાર

અધરબત્તી તૈયાર થઈ જશે. પછી એ બત્તીઓને એના માપની ટીનની ડબ્બીઓમાં ભરી લેબલ વગેરે લગાવી પેકીંગ કરી નાખવું. આ લીપસ્ટીક ઘણી સરસ અને ચર્બી વગરની પવિત્ર બને છે. જ્યારે ઉપયોગ કરવો હોય ત્યારે સહેજ પાણી સાથે ઘસીને હોઠપર લગાવવી.

## નખચમક-નીલ પોલીસ

| | |
|---|---|
| પાઈરિકિસલીન | ૧૦ ભાગ |
| એમિલ એસિટેટ | ૧૫ ભાગ |
| એથિલ આલ્કોહોલ | ૨૫ ભાગ |
| એસિટોન | ૫૦ ભાગ |

પ્રથમ છેલ્લી બે ચીજોને મેળવી પછી તેમાં પ્રથમની બને ચીજો મેળવી દેવી. ત્યારપછી જેવો રંગ દેવો હોય તેવો રંગ અને સુગંધ મેળવી શીશીઓ ભરી લેવી. આની શીશીઓ નાની અને પીંછીવાળી હોય તો વધારે સારું.

## બ્લીચીંગ ફ્રેસ-ક્રીમ

| | |
|---|---|
| ઇથિલ ઇથર ઑફ ડાઇથિલિન ગ્લાઈકોલ | ૪૩ ભાગ |
| સ્ટીરિક એસિડ | ૯ ભાગ |
| પોટાશિયમ હાઇડ્રૂકસાઈડ | ૧॥ ભાગ |
| ડીસ્ટીલ્ડ વૉટર | ૪॥ ભાગ |
| અબરખ [ટાલ્ક] | ૨૭ ભાગ |
| ટિટેનિયમ ડી ઓકસાઈડ | ૬ ભાગ |
| ઝીંક પર ઓકસાઈડ | ૮ ભાગ |
| સુગંધ | ૧ ભાગ |

પ્રથમ પોટાશિયમ હાઇડ્રૂકસાઈડને ડીસ્ટીલ્ડ વોટરમાં ઘોળી લેવું. ત્યારપછી ડાઇથિલિન ગ્લાઈકોલને મેળવીને ૮૦ ડીગ્રી સેંટી

ગ્રેડની ગરમી સુધી ગરમ કરવું અને સ્ટીરિક એસીડ મેળવી દેવું. પછી અબરક, ટીટેનિયમ અને ઝીંક પર ઓકસાઈડને પણ મેળવી દેવું. છેવટે કોઈપણ યોગ્ય સુગંધ નાખીને શીશીઓ ભરી લેવી. આ બ્લીચિંગ ક્રીમનો ઉપયોગ ચામડી ગોરી કરવા માટે થાય છે.

## કોલ્ડ ક્રીમ

| | |
|---|---|
| સફેદ પેટ્રોલિયમ જેલી | ૮ પૌંડ |
| ગુલાબ જળ | ૨ પૌંડ |
| સ્પર્મેસિટી | ૧ પૌંડ |
| ધોળું મીણ | ૧ પૌંડ |
| બેન્જોઇક એસિડ | ૧ પૌંડ |

સ્પર્મેસિટિ અને મીણને એક સાથે હળવી આંચ પર ગરમ કરીને ઓગાળવું, અને બેન્જોઇક એસિડને પણ ગુલાબજળ સાથે મેળવીને જરા નવશેકું ગરમ કરવું. પછી બંનેને મેળવી જેલીને પણ મેળવી ઠંડુ થયા પછી તેમાં યોગ્ય સુગંધ નાખી શીશીઓ ભરી લેવી.

## લેમન ક્રીમ

| | |
|---|---|
| ટીંચર ઓફ સેનેગા | ૧ ઔંસ |
| બદામનું તેલ | ૨ ઔંસ |
| ગ્લિસરીન | ૪ ગ્રામ |
| લાઇમજ્યુસ | ૨ ઔંસ |
| ગુલાબ જળ | ૪ ઔંસ |
| ઓઇલ ઓફ લેમન | ૨૦ ટીપાં |
| ઓઇલ ઓફ બરગેમેટ | ૧૦ ટીપાં |

પ્રથમની બે વસ્તુને મેળવીને હલાવવી. પછી ગ્લીસરીન ગુલાબજળ અને લાઇમજ્યુસને મેળવી, છેવટે બંને સુગંધ મેળવી દેવી.

## વેનીસિંગ ક્રીમ

| | |
|---|---|
| ગ્લીસરીન | ૮॥ પૌંડ |
| સ્ટીરીક એસિડ | ૪૪॥ પૌંડ |
| ડીસ્ટીલ્ડ વૉટર | ૨૨૪ ઔંસ |
| લિકર એમોનિયા | ૪॥ ઔંસ |
| સ્પિરિટ | ૧૬ ઔંસ |
| ઓટો જસ્મીન [સીન્થેટીક] | ૧॥ ગ્રેન |
| ટર્પિનિયલ | ૨ ઔંસ |
| ફેનિલ એસિટલ્ડિહાઈડ | ૬ ટીપાં |

પ્રથમ સ્ટીરીક એસીડને હલકી આંચ પર ગરમ કરી લેવું. પછી બે પૌંડ ગ્લીસરીનને ૧૯૨ ઔંસ પાણી સાથે એવી રીતે તપાવવું કે તેમાં એમોનિયા અને સ્ટીરીક એસીડનો સરસ ઘોળ થઈ જાય. પછી બાકીના પાણી અને ગ્લીસરીનને તપાવીને એમાં મેળવી દઈ ખૂબ હલાવતા રહેવું. પંદર મિનિટ સુધી આંચ પર રાખી હલાવ્યા કરી નીચે ઉતારી ઠંડુ થાય એટલે સ્પીરીટમાં ત્રણે સુગંધો નાખીને ઘોળમાં મેળવી દઈ બાટલીઓ ભરી લેવી.

## પોમેડ

| | |
|---|---|
| એન હાઇડ્રસ લેનોલીન પહેલી રીત | ૨ ઔંસ |
| વેસલીન | ૧૧ ડ્રામ |
| સેરેસીન | ૭૫ ગ્રેન |
| પરિસ્રુત જળ [ડીસ્ટીલ્ડ વોટર] | ૧ ઔંસ |

સેરેસીનને વેસેલીન સાથે પીગળાવી દઈ તેમાં લેનોલીન નાખવું અને પછી પરિસ્રુત જળ નાખીને ખૂબ ઘુંટવું. છેવટે યોગ્ય સુગંધના ૨૦ ટીપાં મેળવી દઈ શીશીઓ ભરી લેવી.

## બીજી રીત

શુદ્ધ કરેલું એરંડિયું ૪૦ તોલા, વેસલીન ૧૦ તોલા અને પીળું મીણ ૭।। તોલા લઈ ત્રણેને પીગળાવી, મેળવી, ઠારી કોઈપણ સુગંધ નાખીને બાટલીઓ ભરી લેવી.

## વેસલીન પોમેડ

| | |
|---|---|
| સાફ કરેલી લાર્ડ ચરબી | ૨૫૦ ભાગ |
| ધોળું મીણ | ૨૫ ભાગ |
| વેસલીન | ૨૦૦ ભાગ |
| બરગેમાટ ઓઈલ | ૧૫ ભાગ |
| લવન્ડર ઓઇલ | ૩ ભાગ |
| લીંબુનું અત્તર | ૨ ભાગ |
| જીરેનિયમ ઓઈલ | ૨ ભાગ |

લાર્ડ અને મીણને એક સાથે ઓગાળી વેસલીનમાં ભેળવી દઈ છેવટે એક પછી એક બધી સુગંધો મિલાવી દેવી. પછી બરાબર ઘૂંટીને શીશીઓ ભરી લેવી.

## લાઇમ-જ્યુસ

એક ભાગ શુદ્ધ ખોપરેલ અને એક ભાગ ચુનાનું પાણી બંનેને એક પોળા ઠામમાં નાખીને હલાવવું. ત્યારપછી યોગ્ય માત્રામાં લીંબુનું તેલ અથવા કોઈપણ સુગંધ મેળવીને શીશીઓ ભરી લેવી. લાઈમ વોટર [ચુનાનું પાણી] બનાવવું હોય તો એક શેર કળીચુનામાં નવશેર પાણી નાખી ચોવીસ કલાક રાખી મૂકી, પછી નીતારી લઈ સારી રીતે ગાળીને ઉપયોગમાં લેવું.

## ફેસ પાવડર

| | |
|---|---|
| ઝીંક વ્હાઇટ | ૧૦૦ ભાગ |
| અબરક [ટાલ્ક] | ૨૦૦ ભાગ |

| | |
|---|---|
| બનફસાના મૂળનું ચૂર્ણ [ઓરિસરૂટ પાવડર] | ૨૦૦ ભાગ |
| ચોખાનો લોટ [રાઇસ સ્ટાર્ચ] | ૫૦૦ ભાગ |
| એકસ્ટ્રેક્ટ ઑફ જસમીન | ૧૫ ભાગ |
| બરગામેટ તેલ | ૦॥ ભાગ |
| ગુલાબનું અત્તર | ૦॥ ભાગ |
| ઈલાંગ ઈલાંગ સુગંધ | ૧ ભાગ |
| મુશ્ક ટીંચર | ૫ ભાગ |

પ્રથમ સૂકી વસ્તુઓને ઘુંટી, મેળવી કપડે ચાળી લેવી. ત્યાર પછી ક્રમવાર બધી સુગંધ મેળવી, ઘુંટી ડબ્બા ભરી લેવા. આ પાવડર ખૂબ સરસ છે.

# સુગંધ

દુનિયાના કોઈપણ ભાગમાં સુગંધનો ઉદ્યોગ ટકી શકે એવો છે. હજારો વર્ષથી ભારતવર્ષમાં સુગંધનો પ્રચાર છે. જયચંદ રાઠોડનું કનોજ એક સમયે સુગંધભરી નગરી સમાન હતું. આજ પણ ત્યાં એ ધંધાના અવશેષ છે.

આજે સુગંધમાં અત્તર, લવંડર, સેન્ટ, એસેન્સ વગેરેને ગણાવી શકાય. ભારતવર્ષમાં લાખો રૂપિયાની સુગંધ વિદેશથી આવે છે. પ્રથમ દેશી અત્તર બનાવવાનો વિચાર કરીએ. દેશી અત્તર બનાવવાની ઘણી રીતો છે, પણ મુખ્ય ચાર પ્રકારની રીત નીચે આપવામાં આવે છે.

**૧લી રીતઃ** પ્રથમ એક માટીની નાની નાંદ લેવી. તેના તળિયામાં શીશાનું મોઢું અંદર ઉતરી શકે. એવડું કાણું પાડવું. પછી શીશામાં જે ફૂલનું અત્તર કાઢવું હોય તે ફૂલ ભરવાં, અને શીશાનું મોઢું ખુલ્લું રાખી શીશાને ફરતી કપડમીટી કરી લેવી. પછી એ શીશાને નાંદના છિદ્રમાં ઉંધો રાખવો અને છિદ્રની સંધીઓમાં માટીનો લેપ કરી દેવો. પછી નાંદમાં છાણા વગેરે બળતણ ભરીને અગ્નિ ચેતવવો. નાંદનાં તળિયા નીચે કાચનો એક પ્યાલો રાખવો.

અગ્નિના જોસથી ફૂલમાનું અત્તર શીશાના મુખમાંથી પ્યાલામાં ટપકવા માંડશે. જ્યારે અત્તર ટપકતું બંધ થાય ત્યારે પ્યાલો લઈને તેમાંનું અત્તર એક શીશીમાં ભરી લેવું. આ રીત બહુ થોડા પ્રમાણમાં અત્તર કાઢવું હોય તેના માટે સારી છે.

૨જી રીતઃ—જેટલાં ફૂલ હોય એથી ચાર ગણું પાણી લઈ તેમાં ફૂલ નાખી ધીરા તાપે ઉકાળવાં. જેમ જેમ ગરમી લાગશે તેમ તેમ ફૂલમાંનું અત્તર પાણી ઉપર તરશે. એ અત્તરને રૂના પૂમડાં પર લઈને કાચના વાસણમાં નીચોવી લેવું. આ રીત ઘણા કારખાનામાં પ્રચલિત છે.

૩જી રીતઃ—આ રીત માટે એક પ્રેસિંગ મશીન જોઈએ; જે ફૂલોમાંથી અત્તર કાઢવું હોય તે ફૂલોને પ્રથમ મશીનમાં પાથરવાં. ત્યાર પછી નિર્ગંધ તલના તેલમાં રૂનો ફાયો પલાળીને એના પર સમથર પાથરવા. ફરી એના પર ફૂલ બિછાવવાં. વળી એના પર તેલવાળું રૂ પાથરવું. આમ આઠ દસ થર કરવા. પછી પ્રેસીંગ મશીનને ચલાવવું, એટલે મશીનની નીચે રાખેલા ઠામમાં ફૂલનો રસ અને તેલ નીચોવાઈ પડશે. બધું તેલ ને અત્તર નીચોવાઈ જાય ત્યારે મશીનને સાફ કરી ફરીવાર બીજા ફૂલો બિછાવવા, પણ આ વખતે જે તેલમાં રૂ પલાળવાનું છે તે તેલ પ્રથમવારના નીચોડમાંથી નીકળેલું લેવું. આ પ્રમાણે નીચોડવાળા તેલની સાથે તાજા ફૂલોની દસ બાર વાર ક્રિયા કરવાથી સરસ અત્તર તૈયાર થઈ જશે.

આ રીતમાં એક અન્ય પ્રકાર એવો છે કે સાફ કરેલું તલનું તેલ એક મોટી બાટલીમાં અડધી બાટલી સુધી ભરવું. આ તેલમાં જે ફૂલોનું અત્તર કાઢવું હોય તે ફૂલો પણ નાખવા. પછી બૂચ લગાવી ખૂબ હલાવી ગરમીમાં રાખી મૂકવું. જ્યારે ફૂલ કરમાઈ ગયેલાં લાગે ત્યારે એ ફૂલોને નીચોવી ફેંકી દેવા અને એની જગ્યાએ

એના એ તેલમાં બીજાં ફૂલો નાંખવાં, આમ દસ બાર વખત કરવાથી ફૂલોની તેજ સુગંધ અત્તરના રૂપમાં તેલ સાથે મળી જાય છે, પણ આ રીતથી ઉમદા અત્તર બનાવી શકાતું નથી.

**૪થી રીતઃ**–આ રીતમાં નલિકા યંત્રનો ઉપયોગ કરવામાં આવે છે. આ રીત શીખવા માટે કોઇ કારખાનામાં અભ્યાસ કરવો જોઇએ. અર્ક ખેંચવાના ખાસ ત્રાંબાના અને કાચના યંત્રો મળે છે, તેનો ઉપયોગ કરવામાં આવે છે.

અત્તર બનાવવાની આ રીતો ઘણા જૂના સમયથી આપણે ત્યાં પ્રચલિત છે. આમાં પ્રથમની બંને રીતો ઘણી સરસ છે, અને એ રીતથી તૈયાર થતું અત્તર ઘણું કિંમતી અને ચિરસ્થાયી હોય છે.

હવે વિલાયતી અત્તર [ એસેન્સ ] બનાવવાના કેટલાક પ્રયોગો રજૂ કરું.

વિલાયતી રીતથી એસેન્સો બનાવવા માટે ફૂલો ખૂબ ચોકખાં કરવા જોઇએ. ફૂલ સિવાયના કોઈ ભાગને લેવો જોઈએ નહિ.

### બકુલ

| | |
|---|---|
| બોરસલીના તાજાં ખીલેલા સાફ કરેલાં ફૂલ | ૧ શેર |
| કોલોન સ્પીરીટ | ૧ શેર |

પ્રથમ પા શેર ફૂલને ૧ શેર સ્પીરીટમાં એક સાફ શીશીમાં ત્રણ દિવસ સુધી રાખી મૂકવાં, ત્યાર પછી સ્પીરીટને ગાળી લઇ તેમાં બીજાં પાશેર તાજા ફૂલને નાંખવાં અને ૪૮ કલાક રાખી મૂકવું. આમ ચાર વખત પાશેર પાશેરની ક્રિયા કરવાથી સરસ બકુલનું એસેન્સ તૈયાર થઈ જશે. એને ફિલ્ટર કરીને સ્ટોપર બોટલમાં ભરી રાખવું.

### ગુલાબ

| | |
|---|---|
| સુગંધીત ગુલાબની સૂકવેલી કળિયો | ૪૦ તોલા |
| સ્પીરીટ ઓફ વાઈન | ૫૦ તોલા |

બંનેને પહોળા મોઢાની શીશીમાં ૨૦ દિવસ પર્યંત રાખી મૂકી પછી ગળી લઈ શીશીઓ ભરી લેવી.

## ચમેલી

| | |
|---|---|
| તાજા ચમેલીનાં ફૂલ | ૧ શેર |
| સ્પીરીટ કોલોન | ૦॥ શેર |

બકુલના એસેન્સ માફક આને બે વખત રાખીને પછી ગાળી લેવું.

## જસ્મીન

| | |
|---|---|
| તાજા મોગરાના ફૂલ | ૧ શેર |
| સ્પીરીટ | ૦॥ શેર |

ઉપરની રીત પ્રમાણે કરવું.

## લીલી

| | |
|---|---|
| ઓટો લીલી [સિન્થેટીક] | ૫૦ ભાગ |
| ટરપાઈનિલ | ૪૦ ભાગ |
| લીને લોલ | ૧૦ ભાગ |
| મશ્ક ક્રીસ્ટલ [સિન્થેટીક] | ૨ ભાગ |

બધાને મેળવી શીશીમાં નાખવું અને વારંવાર હલાવીને એક રસ કરી નાખવું.

## નરગીસ

| | |
|---|---|
| નારસીસ ઓટો [સિન્થેટીક] | ૫૦ ભાગ |
| ઓટો રોઝ [ ,, ] | ૨॥ ભાગ |
| મશ્ક ક્રીસ્ટલ [ ,, ] | ૧॥ ભાગ |

ઉપર મુજબ તૈયાર કરવું.

## વાયોલેટ

| | |
|---|---|
| બેન્જીલ બેન્જોએટ | ૧૦૦ ભાગ |
| હીકાવેસ્યન-વાયોલેટ | ૨૭ ભાગ |

| | |
|---|---|
| ઇરાલ્ડીન | ૨૫ ભાગ |
| હીકા મ્યુજનાટ | ૫ ભાગ |
| સીન્થેટીક મશ્ક સોલ્યુશન | ૫ ભાગ |
| ઓટો કૈસીયાઈ સી૦ | ૨ ભાગ |

ઉપર મુજબ તૈયાર કરવું.

## મે ફ્લાવર

| | |
|---|---|
| એસેન્સ ઓફ રોઝ | ૧૦ તોલા |
| „ „ જસ્મીન | ૧૦ „ |
| „ „ ઓરેંજ ફ્લાવર | ૧૦ „ |
| „ „ કૈસિયાઈ [Cassie] | ૧૦ „ |
| ટીંચર વેનીલા | ૫૦ „ |
| કડવી બદામનું તેલ | ૦। તોલો |

બનાવવાની રીત ઉપર પ્રમાણે.

## યૂ-ડી-કોલોન

| | |
|---|---|
| ઓઇલ ઓફ બરગોમેટ | ૧૦ ભાગ |
| „ „ નિરોલી | ૧૫ ભાગ |
| „ „ સાઈટ્રન | ૫ ભાગ |
| „ „ સાઈફ્રૂટ | ૫ ભાગ |
| ટીંકચર ઓફ બેંજોઈન | ૫ ભાગ |
| „ „ એમ્બર ગીસકા | ૫ ભાગ |
| એસેન્સ ઓફ રોઝ | ૦॥ ભાગ |
| આલ્કોહોલ | ૧૦૦૦ ભાગ |

બધાને બરાબર મિલાવી આઠ દિવસ રાખી મૂકી, ગાળીને શીશીઓ ભરી લેવી.

## લવંડર

| | |
|---|---|
| રેક્ટીફાઇડ સ્પીરીટ | ૪૫ તોલા |
| એસેન્શિયલ ઓઇલ ઓફ ઇંગ્લિશ લવંડર | ૨૦ ,, |
| ઓટો ડી રોઝ | ૦। તોલો |

બધાને મેળવી શીશીઓ ભરી લેવી.

## ઓટો ગુલાબ

સુખડનું તેલ ૮ ઔંસ અને હીના ગુલાબ ૨ ઔંસ. બંનેને મેળવીને શીશીઓ ભરી લેવી. આ રીતે ઓટો ચમેલી, ઓટો બેલા, ઓટો બકુલ, ઓટો જસ્મીન વગેરે હીના સેન્ટ અને સુખડના તેલના ઉપરોક્ત મિશ્રણ મુજબ બનાવી શકાય છે.

હવે કેટલાંક સુગંધિત જળના પ્રયોગો રજુ કરું. આપણે ત્યાં ગુલાબ, કેવડો, સુવા વગેરેમાંથી સુગંધિત જળ કાઢવાનો પ્રયોગ વરાળયંત્ર દ્વારા કરવામાં આવે છે. ચાર ગણા પાણીમાં અથવા બમણા પાણીમાં જેનું જળ કાઢવું હોય તે ફૂલો વગેરે નાખીને વરાળયંત્રદ્વારા અર્ધ પ્રમાણમાં કાઢી શકાય છે. પરંતુ છેલ્લી રસાયનિક રીત આજે વધુ પ્રચાર પામી છે અને એ રીતથી ખૂબ સરસ સુગંધિત જળ તૈયાર થાય છે.

## ગુલાબજળ

| | |
|---|---|
| રોઝ ઓઇલ | ૨॥ ડ્રામ |
| લવંગનું તેલ | ૦। ડ્રામ |
| આલ્કોહોલ | ૧ ઔંસ |
| ડીસ્ટીલ્ડ વોટર | ૫ પાઇંટ |

પ્રથમ બંને તેલને મેળવી પછી તેને આલ્કોહોલમાં મિશ્રિત કરી નાખવાં. છેવટે પાણીને જરા ઉકાળી તેમાં એ મિશ્રણ નાખીને

વાસણ ઢાંકી રાખવું. એકાદ કલાક પછી બધું મળી ગયું હોય ત્યારે શીશીઓ ભરી લેવી.

## લવંડર વોટર

| | |
|---|---|
| ઓઇલ ઓફ લવંડર | ૧૦ તોલા |
| આલ્કોહોલ | ૨ શેર |
| ગુલાબજળ | ૧ શેર |
| કાર્બોનેટ ઓફ મેગ્નેશિયા | જરૂર જેટલું |

લવંડરનું તેલ અને કાર્બોનેટ ઓફ મેગ્નેશિયાને મેળવીને ગુલાબ-જળમાં મેળવી દેવું. પછી ફિલ્ટર કાગળમાંથી ગાળીને આલ્કોહોલ સાથે મેળવી બાટલીઓ ભરી લેવી.

## સુગંધિત એમોનિયાનું પાણી

| | |
|---|---|
| ઓઇલ લવંડર | ૩૦ ટીપાં |
| ઓઇલ બરગેમેટ | ૩૦ ટીપાં |
| ઓઇલ રોઝ | ૧૦ ટીપાં |
| તજનું તેલ | ૧૦ ટીપાં |
| લવંગનું તેલ | ૧૦ ટીપાં |
| એમોનિયાનું પાણી | ૧૫ તોલા |

એક પહોળા મોઢાની શીશી લઈ તેમાં એક એમોનિયા કાર્બો-નેટનો ટૂકડો નાખવો. પછી એમાં બધાં તેલ મેળવીને નાખી દેવાં. છેલ્લે એમોનિયાનું પાણી નાખી એક રાત રાખી મૂકવું. આ મિશ્રણ માથાના દુઃખાવામાં સુંઘવા માટે કામ આવે છે.

## ડિલ વોટર

| | |
|---|---|
| ઓઇલ ઓફ ડીલ | ૧૬ રતી |
| આલ્કોહોલ (60% | ૫ તોલા |
| ડીસ્ટીલ્ડ વોટર | ૩॥ તોલા |
| ટાલ્ક [ અબરક ] | ૫ રતી |

પ્રથમ ડીલ ઓઇલને આલ્કોહોલ સાથે મેળવીને તેમાં થોડું થોડું કરીને પાણી મેળવી દેવું. છેવટે અબરકનો બારીક ભૂકો મેળવી ત્રણ કલાક રહેવા દેવું. વચ્ચે વચ્ચે હલાવતા જવું. પછી ગાળીને બાટલી ભરી લેવી.

### કર્પૂરશમ્ભુ

| | |
|---|---|
| કપૂર | તોલા ૫ |
| ડીસ્ટીલ્ડ વોટર | મણ ૧॥ |

કપૂરનું બારીક ચૂર્ણ કરી પાણીમાં નાખી આઠ દિવસ સુધી એ પાણીને ઢાંકી રાખવું. પછી શીશાઓ ભરી લેવી. અતિસાર અને કોલેરામાં સારું કામ આપે છે. સ્વચ્છતા માટે પણ વાપરી શકાય છે.

# સાબુ

સાબુનો ઉદ્યોગ આજે ખૂબ વિકસી રહ્યો છે. ગરીબથી માંડીને શ્રીમંત સુધીના દરેક માણસોને ઓછે વત્તે અંશે સાબુની જરૂર પડે છે. આપણા દેશમાં પહેલાં નાવા-ધોવાનો સાબુ વિદેશથી પુષ્કળ આવતો. આજે દેશી કારખાનાઓની પ્રગતિ થયેલી હોવાથી વિદેશી સાબુનો વપરાશ કંઈક ઓછો થયો છે, છતાં દર વર્ષે લાખો રૂપિયા વિદેશમાં ખેંચાઈ જાય છે.

સાબુનો ઉદ્યોગ એવો છે કે મોટા કારખાનાઓ પણ કરી શકાય અને ગૃહઉદ્યોગ તરીકે પણ ચલાવી શકાય. કેટલાક સસ્તા નહાવાના તથા ધોવાના સાબુઓ ઘેર બનાવીને વહેંચવામાં આવે તો જરૂર કમાણી કરી શકાય. આ પ્રકરણમાં સાબુની બનાવટ માટે એટલી વિસ્તૃત ચર્ચા કરવામાં આવશે કે જેથી બનાવનારને કશી મુશ્કેલી ન પડે, તેમ એવા પ્રયોગો રજૂ થશે કે જેથી લોકો સરળતાથી લાભ લઈ ઉદ્યોગ કરી શકે.

## કોમળ અને કઠોર સાબુ

ઘણા કામમાં સાબુનો ઉપયોગ કરી શકાય છે. જેવા કે, નાવા ધોવાના કામમાં, ગડગૂમડ ધોવાના કામમાં, હંમેશના વસ્ત્રો સાફ કર-

વાના કામમાં, ધોબીઓના કામમાં, કારખાનાઓ, ફેક્ટરી અને સારા મકાનો ધોવાના કામમાં, હાથ પગ ધોવાના કામમાં, તેમ બીજી ઘણી ચીજો સાફ કરવાના કામમાં સાબુનો ઉપયોગ કરી શકાય છે. આ બધા કામમાં વપરાતો સાબુ જુદી જુદી રીતથી બનાવેલો હોય છે. દાખલા તરીકે, જે સાબુ નહાવાના કામમાં આવે છે, તેમાં કિંમતી ચીજો પડી હોય છે. આવા સાબુના ઉપયોગથી શરીર સુંવાળું રહે છે અને ચીકાશ દૂર થાય છે. આ પ્રકારના સાબુને ટોયલેટ સાબુ કહે છે, ગડગૂમડ માટે વપરાતા સાબુમાં કંઈક દવાઓનું મિશ્રણ હોય છે. અને એ સાબુ દવાના નામથીજ વેચાય છે. જેમકે, કારબોલિક સાબુ, કપુરનો સાબુ, ગંધકનો સાબુ, કોલટારનો સાબુ, નેપથલ સોપ વગેરે. કપડા ધોવાના સાબુમાં એવા પ્રકારના ક્ષારની મિલાવટ કરવામાં આવે છે કે જે સસ્તા હોય છતાં મેલ કાઢવામાં તીવ્ર હોય, પણ ધોબીના સાબુમાં વધારે સસ્તી વસ્તુઓ નાખવામાં આવે છે. આ સાબુ જલદી ન ઘસાય એવો કંઇક રુક્ષ હોય છે. ઘર કે કારખાનાઓ ધોવાના સાબુ પણ આવા સસ્તા બનાવવામાં આવે છે. આ સિવાય એક ખાસ પ્રકારનો સાબુ હોય છે, જેને સમુદ્રી સાબુ કહેવામાં આવે છે. આ સાબુ દરિયાના ખારા પાણીમાં સારૂં કામ કરી શકે છે. બીજા સાબુ ખારા પાણીમાં જરાયે કામ આપી શકતા નથી.

આમ દરેક કાર્ય માટે જુદા જુદા પ્રકારના સાબુઓ તૈયાર કરવામાં આવે છે. આમાં કોઈ **કોમળ** હોય છે—કોઈ **કઠોર** હોય છે. કોમળ સાબુ પાણીમાં જલદી ઘસાઈ જાય છે, અને ફિણ વધારે ઉત્પન્ન કરે છે. નહાવા માટે કે ગડગૂમડ માટે આવા સાબુઓ જ કામમાં આવે છે. પરંતુ ધોબીઘાટનો સાબુ તો એકદમ કઠોર હોય છે. એને ઘસાતાં તેમ જ મેલ કાપતાં વાર લાગે છે. આમ સાબુઓના મુખ્ય બે સ્વરૂપ છે. કોમળ સાબુ અને કઠોર સાબુ. સાધારણ રીતે જે સાબુમાં કાસ્ટિક સોડા, ચરબી અથવા નાળિયેરનું તેલ મળેલું હોય છે તે કઠોર હોય

છે, અને જે સાબુ કાસ્ટિક પોટાસ અને અળશી અથવા એરંડીના તેલથી તૈયાર થાય છે કોમળ હોય છે. આ સિવાય મગફળી, મહુઆ વગેરેના યોગથી તૈયાર થતા સાબુ વચલા ગાળાના હોય છે. એ નથી બહુ કઠોર હોતા કે નથી બહુ કોમળ.

જે સાબુ વધારે ઘસાય નહિ તેમ ફીણ વધારે આપે તે સાબુ બજારમાં સારી રીતે વહેંચી શકાય. જે સાબુ વધારે કોમળ હશે તે પાણીમાં ઝટ ઓગળી જશે અને પરિણામે મોંઘા પડશે. કઠોર સાબુ વધારે ઘસાતો તો નથી, પણ ચોકખાઈમાં વધારે કામ આપતો નથી. એટલે સાબુ બનાવવામાં ખૂબી એજ છે કે એમાં કોમળતા અને કઠોરતાનું મિશ્રણ એવા યોગથી થવું જોઈએ કે ગુણ વધારે આપે પણ દોષ જરાય ન આવે. આ લક્ષ્ય સામે રાખીને જ કારીગરો પોતાની રીતને ગુપ્ત રાખતા હોય છે. આ પ્રકરણમાં આગળ જે જે સાબુના પ્રયોગો આપવામાં આવ્યા છે, તે બધા આ લક્ષ્ય સામે રાખીને જ લખવામાં આવ્યા છતાંય સુજ્ઞ વાંચકો એ બધા પ્રયોગો પર કંઈક પોતાની બુદ્ધિ દોડાવીને વધુ સરસ બનાવવાની વિચારણા કરશે તો એમાં એમની સફળતા રહેલી ગણાશે.

સાબુની ઉત્તમતા એના મસાલાની યોગ્ય ચૂંટણીમાં જ રહેલી છે. એથી એ બધા મસાલાનો વિસ્તૃત પરિચય આપવો ઠીક પડશે. દરેક પ્રકારના સાબુ બનાવવામાં બે વસ્તુઓ મુખ્ય હોય છે.

૧ તેલ અથવા ચરબી.

૨ ક્ષાર અથવા આલ્કલી.

આ બે ચીજો વગર કોઈપણ સાબુ તૈયાર થઈ શકતો નથી. હવે સાબુમાં જેટલી વસ્તુઓની જરૂર હોય છે તેના મુખ્યત્વે આઠ ભાગ પાડી શકાય—

૧ ચરબી અથવા તેલ.

૨ આલ્કલી અથવા ક્ષાર.

૩ મીઠું.

૪ રાજન અથવા રાળ.

૫ ભરતી કરવાનો મસાલો. જેથી સાબુ સસ્તો પડે. ખારો, માટી વગેરે.

૬ સુગંધી.

૭ રંગ.

૮ પાણી.

આમાં પાણી સિવાયની બધી વસ્તુઓનો વિસ્તૃત પરિચય આપવો જરૂરી છે.

## તેલ અને ચરબી

**ચરબી:** સાબુ માટે બે પ્રકારની ચરબી ઉપયોગમાં લેવાય છે. [૧] સુઅરની ચરબી, જેને અંગ્રેજીમાં લાર્ડ કહે છે અને [૨] અન્ય જાનવરોની ચરબી, જેને અંગ્રેજીમાં 'ટેલો' [tallow] કહેવામાં આવે છે. આમાં લાર્ડ ખૂબ મોંઘી મળે છે, એથી એનો ઉપયોગ માત્ર નહાવાના અને હજામતના સાબુમાં જ થાય છે. લાર્ડથી સાબુ કોમળ અને મજબૂત બને છે. આથી બનેલો સાબુ ખૂબ ચીકણો, સુંદર, મજબૂત, નિર્ગંધ અને ટકાઉ બને છે. જૂનો થતાં પણ બગડતો નથી. લાર્ડમાં પણ ઘણી જાત હોય છે. જે ચર્બી સુઅરના ગુર્દામાંથી નીકળે છે, તે વધારે કિંમતી ગણાય છે.

સાબુ બનાવવામાં જે વધારે છૂટથી વપરાય છે તે ટેલો ચરબી છે. આમાં પણ સારી નરસી જાત આવે છે. ખાસ કરીને જાનવરના આંતરડાની આસપાસ જે ચરબી હોય છે તે વધારે સારી મનાય છે, અને જે હાડકામાંથી કાઢવામાં આવે છે તે સહુથી હલકી હોય છે.

ટેલોથી બનાવેલો સાબુ કઠોર, ચીકણો, નિર્ગંધ અને મજબૂત હોય છે. એથી સાબુ બનાવવાવાળા કોમળ સાબુમાં પણ આ ચરબીની થોડીઘણી મિલાવટ કરે છે. એથી સાબુને બહુ ઘસારો લાગતો નથી.

પણ આપણા દેશના લોકો ધર્મપરાયણ હોવાથી ચરબીવાળા સાબુનો ઉપયોગ કરતા નથી. એટલે ચરબીનો ઉપયોગ ન કરવો એ વધારે સારું છે.

**તેલઃ**–તેલની બે જાત છે. એક ખનીજ તેલ અને બીજું વનસ્પતિ જાતિય તેલ. ગ્યાસતેલ, પેટ્રોલ વગેરે ખનીજમાં ગણાય. એરંડી, મહુઆ, અળસી, કપાસીઆ, ટોપરું, તલ વગેરેમાંથી નીકળતાં તેલ વનસ્પતિ જન્ય કહેવાય. સાબુના કામમાં ખનીજ તેલ સાવ નકામું છે. એટલે આપણે અહીં સાબુમાં ઉપયોગ કરી શકાય એવા વનસ્પતિ જન્ય તેલની જ ચર્ચા કરીશું.

**ટોપરાનું તેલઃ**–સાબુ બનાવવામાં ટોપરાના તેલનું મહત્વ સૌથી વધારે છે. આની પેદાશ ભારતના પૂર્વ–પશ્ચિમ સમુદ્ર કિનારે તથા ગંગા, બ્રહ્મપુત્રા અને ઈરાવતી નદીઓના કેટલાક ભાગની આસપાસ છે. કોચિનમાં જે નાળિયેર ઉત્પન્ન થાય છે તેનું તેલ સર્વ શ્રેષ્ઠ હોય છે અને એમાંથી બનાવવામાં આવતો સાબુ પણ સારો નીવડે છે.

ટોપરાના તેલથી તયાર થતા સાબુ રંગમાં બરફ જેવા હોય છે અને ખારા–મીઠા બંને પાણીમાં સરખાં ફીણ આપે છે. એથી સમુદ્રી સાબુમાં આનો ખાસ ઉપયોગ કરવામાં આવે છે. ટોપરાના તેલના ફીણ જરા હળવાં હોય છે. વધુ સમય ટકી શકતાં નથી. આવી જ સ્થિતિ સુઅરની ચરબીવાળા સાબુની હોય છે.

વ્યાપારિક દૃષ્ટિએ ટોપરાના તેલનું મહત્વ એટલા માટે વધારે છે કે તેમાં પાણી ખૂબ સમાય છે. અને ક્ષારિય તેમજ અન્ય હલકી ભરતી પણ વધુ પ્રમાણમાં સમાવી શકાય છે. તેથી સાબુ ઘણો સસ્તો પડે છે. એ સિવાય ટોપરાના તેલમાંથી ઠંડી અને ગરમ બંને રીતથી સાબુ બનાવી શકાય છે.

પણ આ તેલમાં એક મોટો દોષ પણ છે, તે એ કે ટોપરેલનો સાબુ લાંબો સમય સારો રહી શકતો નથી. ઉનાળામાં સૂકાઈ જાય

છે, ચોમાસામાં તો કોઈ વખતે લોંદા જેવો પણ થઈ જાય છે. આ સાબુ કઠોર જાતીનો હોવાથી કોમળ ચામડીવાળાને કઠોરતાનો અનુભવ કરવો પડે છે. સાથોસાથ પાણીમાં વધારે ઘસાય છે. આ દોષોને ટાળવા માટે કારિગરો ટેલો ચરબીનો આની સાથે મેળ સાધીને સાબુને સરસ કરે છે.

**અળસીનું તેલ**:–આપણા દેશમાં લગભગ દરેક ઠેકાણે અળસીનો પાક થાય છે. અળસીનું તેલ લીસું અને રંગમાં કંઈક મળગૂગળું હોય છે. ખાસ કરીને પારદર્શક સાબુ તૈયાર કરવા માટે આ તેલનો ઉપયોગ થાય છે. કાસ્ટિક પોટાશ સાથે અળસીના તેલનો સાબુ ઘણો સારો અને વધુ ફીણ આપનારો બને છે, પણ કાસ્ટિક સોડા સાથે આ તેલનો રંગ સારો નથી આવતો. આનો વ્યવહાર માછલી અને કપાશિયાના તેલ સાથે કરવામાં આવે છે.

**એરંડિયું**–એરંડી પણ ભારતવર્ષમાં લગભગ દરેક સ્થળે પેદા થાય છે. આના તેલનો પ્રયોગ મોટા ભાગે કોમળ જાતિના સાબુમાં કરવામાં આવે છે. કાસ્ટિક સોડા સાથે આ તેલ ઠંડી અને ગરમ પદ્ધતિથી મળી શકે છે. ફીણ ઉત્પન્ન કરવાની શક્તિ આ તેલમાં વધારે સારી હોય છે. આ સાબુ વધારે પડતો કોમળ થાય છે, એથી આમાં કંઈક ટોપરેલનું કે અળસીનું તેલ મિશ્રણ કરવામાં આવે છે.

**મહુઆનું તેલ**–સાબુમાં આજે આ તેલનો પ્રચાર ખૂબ વધી રહ્યો છે. આ તેલ ભાવમાં સસ્તું પડે છે અને આનો બનેલો સાબુ કોમળ જાતિનો હોય છે. મોટે ભાગે આ તેલ તલ, ટોપરું, અથવા ચરબીના મિશ્રણમાં વધુ ઉપયોગી જણાયું છે.

**કપાસીઆનું તેલ**–આ તેલ પણ સસ્તુ અને ઉપયોગી છે. જો કે રંગમાં આ તેલ મેલું હોય છે, પણ શુદ્ધ કરવાથી સરસ બની જાય છે. ખાસ કરીને કપડા ધોવાના પીળા સાબુઓમાં આનો ઉપયોગ

થાય છે. પણ આ તેલનો સાબુ વધારે મુલાયમ હોય છે, એટલે એને નક્કર કરવા માટે એમાં સોડા એસ અથવા સોડીયમ સિલિકેટની મેળવણી કરવામાં આવે છે.

**મગફળીનું તેલ**—આ તેલ પણ સાબુ માટે ખૂબ ઉપયોગી છે. આનો રંગ સ્વચ્છ અને સહેજ પીળો હોય છે. આની બનાવટનો સાબુ ખૂબ મુલાયમ થાય છે અને રંગમાં સફેદ બને છે. આમાં પણ સારા નરસા તેલની કોટી હોય છે.

મદ્રાસ અને મુંબઈ પ્રાંતમાં મગફળીના તેલનો પ્રચાર વધારે છે. ગરીબો ને અમીરો આ તેલનો ખાવામાં ઉપયોગ કરે છે, તેમ આમાંથી ઘી પણ બનાવાય છે. જે તેલ કંઈક રગડા જેવું હોય છે તેનો જ સાબુમાં ઉપયોગ કરે છે.

મગફળીના તેલનો સાબુ ઘણો મુલાયમ થતો હોવાથી આમાં ચરબીનું અથવા અન્ય તેલનું મિશ્રણ કરવું જ પડે છે. આ તેલનો સાબુ બનાવવા પાછળ સો ભાગ તેલમાં લગભગ ૧૩॥ થી ૧૪ ભાગ સુધી કાસ્ટીકસોડા અથવા ૧૯ થી ૧૯॥ ભાગ સુધી કાસ્ટિક પોટાશની જરૂર પડે છે.

**તલનું તેલ**: તલના તેલમાંથી બનેલો સાબુ વચલી જાતનો થાય છે, અર્થાત્ એ વધુ કઠોર અગર વધુ કોમળ બનતો નથી. આ સાબુ રંગમાં સફેદ થાય છે અને ફીણ ખૂબ આપે છે. પણ આમાં તૈલામ્લ [ ફેટીએસિડ ] વધારે હોવાના કારણે ઠંડી પદ્ધતિથી આનો સાબુ સારો થઈ શકતો નથી. ગરમ રીતથી સરસ થાય છે. ખાસ કરીને કપડા ધોવાનો સાબુ બનાવવો હોય ત્યારે આ તેલ સાથે ટોપરાનું અથવા મહુઆનું તેલ મેળવવામાં આવે છે. એથી સાબુના ગુણમાં વધારો થાય છે.

કાસ્ટીક સોડા અથવા કાસ્ટીક પોટાશની લાઈ ખાસ કરીને આ તેલમાં ૩૬° ૩૭° બ્યુમ સુધીની શક્તિની હોવી જોઈએ.

**અન્ય તેલ:** ઉપરોક્ત તેલો સિવાય, સાબુ બનાવવા માટે બીજાં પણ ઘણા તેલો કામમાં લઈ શકાય છે. નીમ તેલ, કરંજ તેલ વગેરે તેલોનો આમાં ઉપયોગ કરી શકાય છે.

## આલ્કલી અથવા ક્ષાર

આમાં નીચે લખેલી ચાર વસ્તુઓ મળેલી હોય છે.

[ક] કાસ્ટિક સોડા.

[ખ] કાસ્ટિક પોટાશ.

[ગ] સોડિયમ કાર્બોનેટ.

[ઘ] કાર્બોનેટ ઓફ પોટાશ.

આ ચારેયનું જુદું જુદું વર્ણન નીચે આપવામાં આવે છે.

**કાસ્ટિક સોડા:**–સાબુ બનાવવામાં આ ક્ષાર સૌથી વધુ કામમાં આવે છે. બજારમાં આ ક્ષાર ચાર રૂપે વહેંચાય છે.

[૧] સળીઓના સ્વરૂપમાં.

[૨] પાતળી પતરી અથવા ફોતરા જેવા રૂપમાં.

[૩] ઢેફાના આકારમાં.

[૪] પ્રવાહી જેવી હાલતમાં.

આમાં જે સળીઓના રૂપમાં મળે છે, તે ખૂબ મોંઘો હોય છે. પાણી જેવા રૂપમાં જે મળે છે તેના પર વિશ્વાસ ન રાખી શકાય. માત્ર પતરીઓ કે ઢેફા જેવા રૂપમાં જે વેચાય છે તેજ મોટે ભાગે કામમાં આવે છે. ઢેફા કરતાં પતરીઓ જરા મોંઘી પડે છે.

કાસ્ટીક સોડાનો રંગ ચૂના જેવો સફેદ હોય છે. એને હવા લાગે કે તરત પ્રવાહી બની જાય છે, અને ખરાબ થઈ જાય છે. એથી એને હવામાં કદી ખુલ્લો ન રાખવો જોઇએ.

બજારમાં મળતો કાસ્ટિક સોડા જુદી જુદી જાતના પાવરનો હોય છે. દરેક પ્રકારના કાસ્ટિકમાં સોડાનું પ્રમાણ જુદા જુદા રૂપથી હોય છે. દાખલા તરીકે ૬૦°ડીગ્રીના નામથી જે કાસ્ટિક સોડા વેચાય છે, તેમાં શુદ્ધ સોડાનો અંશ સેંકડે ૭૭·૪૨ ટકા હોય છે. જે કાસ્ટિક સોડા સોએ સો ટકા શુદ્ધ હોય છે, તે ૭૦.૫ ડીગ્રીનો હોય છે. જુદી જુદી શક્તિવાળા કાસ્ટિકમાં શુદ્ધ સોડા કેટલા પ્રમાણમાં હોય છે તેનો કોઠો નીચે આપવામાં આવે છે.

| શક્તિ | શુદ્ધ સોડાનું પ્રમાણ |
|---|---|
| ૬૦ ડીગ્રી | ૭૭.૪૨ |
| ૭૦ ,, | ૯૦.૩૨ |
| ૭૨ ,, | ૯૨.૯૦ |
| ૭૪ ,, | ૯૫.૪૮ |
| ૭૬ ,, | ૯૮.૦૬ |
| ૭૭ ,, | ૯૯.૩૫ |
| ૭૭.૫ ,, | ૧૦૦.૦૦ |

ઉત્તમ કાસ્ટિક સોડામાં ૯૮ ટકા શુદ્ધ સોડાથી ઓછો ન મળવો જોઇએ.

સાબુની બનાવટમાં જુદી જુદી જાતના તેલની સાથે જુદા જુદા પ્રમાણથી કાસ્ટિક સોડાની મેળવણી કરવામાં આવે છે, નીચેના કોઠા પરથી સમજી શકાશે.

| તેલ અથવા ચરબીની જાત. | કાસ્ટિક સોડાનું પ્રમાણ. |
|---|---|
| ટોપરેલ | ૧૭$\frac{1}{2}$ થી લઇને ૧૯ ભાગ સુધી |
| એરંડિયું | ૧૨$\frac{1}{2}$ થી ,, ૧૩ાા ,, |
| અળશીનું તેલ | ૧૩ાા થી ,, ૧૪ ,, |
| મગફળીનું તેલ | ૧૩ થી ૧૪ ભાગ સુધી |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મહુઆનું તેલ | ૧૧ | થી ,, | ૧૧ાા | ,, |
| સરસવનું તેલ | ૧૨ા | થી ,, | ૧૨ાા | ,, |
| તલનું તેલ | ૧૩ાા | થી ,, | ૧૪ | ,, |
| જૈતુનનું તેલ | ૧૩ | થી ,, | ૧૪ | ,, |
| માછલીનું તેલ | ૧૨ાાા | થી ,, | ૧૪ | ,, |
| લાર્ડ ચરબી | ૧૩ા | થી ,, | ૧૪ | સુધી |
| ટેલો ચરબી | ૧૩ાા | થી ,, | ૧૪ | ,, |

અગાઉના જમાનામાં સાબુ બનવનારા કારીગરો સોડા ખારને ચૂનાના પાણી સાથે ઉકાળીને ઘેર જ કાસ્ટિક સોડા તૈયાર કરતા હતા, પણ અત્યારે તૈયાર કાસ્ટિક સોડા મળે છે અને તે બનાવવા કરતાં સસ્તો પડે છે.

**કાસ્ટિક પોટાશ:** સાબુ બનાવવામાં કાસ્ટિક પોટાશ, કાસ્ટિક સોડા જેવુંજ કામ કરે છે. આ જરા કિંમતમાં મોંઘો હોય છે, આનો ઉપયોગ કોમળ જાતિના સાબુ બનાવવામાં ખાસ કરીને કરવામાં આવે છે. નહા-વાના તથા હજામતના સાબુમાં આનો ઉપયોગ ખાસ થાય છે, કારણ કે આના યોગથી સાબુ ખૂબ ફીણ આપનારો બને છે. સસ્તા અને કપડા ધોવાના સાબુઓમાં આનો ઉપયોગ કરવામાં આવતો નથી. કાસ્ટિક પોટાશથી તૈયાર થયેલો સાબુ ઘસાય છે વધારે, તેમ કાસ્ટિક સોડા કરતાં કાસ્ટિક પોટાશનું પ્રમાણ પણ વધારે નાખવું પડે છે. દાખલા તરીકે જ્યાં ૧૦૦ ભાગ તેલમાં ૧૩ થી ૧૪ ભાગ કાસ્ટિક સોડા આવે ત્યાં કાસ્ટિક પોટાશના ૧૮ થી ૨૦ ભાગ આવે છે. એટલે સસ્તા સાબુમાં આનો ઉપયોગ કરી શકાતો નથી.

**સોડિયમ કાર્બોનેટ:** ખાસ કરીને બજારમાં બે પ્રકારના સોડા વેચાય છે. સોડા એશ અને વોશીંગ સોડા. સોડા એશનો ઉપયોગ ચૂર્ણ રૂપે જે સાબુ બનાવવાનો હોય છે તેમાં થાય છે, અને વોશીંગ

સોડાનો ઉપયોગ ધોવાના સાબુમાં છૂટથી કરવામાં આવે છે, પણ એક વાત ખાસ યાદ રાખવી કે ૧૦૦ ભાગ તેલમાં ૫ થી ૭ ભાગ વોશીંગ સોડા જ નાખવો એથી વધારે કદી ન મેળવવો.

એક ત્રીજા પ્રકારનો સોડા વેચાય છે તેને સોડા બાઈકાર્બ કહે છે. આ મોટે ભાગે ખાવાના જ કામમાં આવે છે.

**કાર્બોનેટ ઓફ પોટાશઃ**–સાબુ બનાવવામાં આપણા ઉપયોગમાં આવે છે, પરંતુ આનો છૂટથી વ્યવહાર કરી શકાતો નથી.

**મીઠું**:–આનો ઉપયોગ પાણીથી સાબુને જુદો પાડવામાં કરવામાં આવે છે. એની વિધિ આગળ બતાવવામાં આવશે. અંગ્રેજીમાં આ વિધિને 'ગ્રેનિંગપ્રોસેસ' કહે છે. ખાસ કરીને તેલના આઠમા ભાગે મીઠાનો યોગ કરવામાં આવે છે.

**રાજન અથવા રાળઃ**–કપડા ધોવાના સાબુમાં આનો વ્યવહાર ખાસ કરીને કરવામાં આવે છે. આની મેળવણીથી સાબુ કંઈક નક્કર બને છે અને ફીણ સારાં આપે છે. સાથો સાથ ચોકખાઈમાં પણ વધારો થાય છે, પણ આમાં એક અવગુણ એ છે કે સાબુમાં જરા ચીકાસ આવે છે.

ધોળા અથવા પીળા સાબુમાં સાફ કરેલી ઉચ્ચ પ્રકારની રાળ નાખવી જોઈએ. પણ મેલા અને ભૂખરા રંગના સાબુમાં હલકા પ્રકારની રાળ નાંખવામાં વાંધો નથી.

**ભરતીનો મસાલોઃ** ભરતીના મસાલાની આવશ્યક્તા સાબુને સસ્તો બનાવવા માટે જ છે, છતાં પણ હંમેશાં એવી વસ્તુઓની ભરતી કરવી જોઈએ કે જેથી સાબુની સફાઈનો ગુણ ઘટે નહિ. અને ભરતીનું પ્રમાણ એટલું બધું ન હોવું જોઈએ કે જેથી સાબુ ખરાબ થઈ જાય.

મોટે ભાગે ભરતીમાં સિલિકેટ ઓફ સોડા, સ્ટાર્ચ, સલ્ફેટઓફ સોડા, સોપસ્ટોન, ભુતડો, ટંકણ વગેરેનો ઉપયોગ થાય છે. આમાં સિલિકેટ ઓફ સોડા સહુથી વધારે મહત્વ ધરાવે છે. આ એક અત્યંત ગાઢ અને લસાદાર વસ્તુ છે. તરલ કાચને મળતી છે. કપડા ધોવાના સાબુમાં ૫ ટકાથી ૨૫ ટકા સુધી નાખી શકાય છે. વધારે પ્રમાણમાં નાખવાથી સાબુ ખરાબ થઈ જાય છે. આના યોગથી સાબુમાં કઠોરતા આવે છે અને સાથે સાથે સફાઇની તાકાત પણ વધે છે. કોમળ જાતિના સાબુમાં આના બદલે સિલિકેટ ઓફ પોટાશ નાખવામાં આવે છે.

**સુગંધઃ**–સાબુની પ્રાકૃતિક ગંધ સારી નથી હોતી. એથી એમાં કોઇપણ પ્રકારની સસ્તી કૃત્રિમ સુગંધ નાખવામાં આવે છે. નહાવાના ઊંચા પ્રકારના સાબુમાં કિંમતી સુગંધ નાખવામાં આવે છે. આને માટે બજારમાં અનેક પ્રકારની કૃત્રિમ સુગંધો મળે છે. તજ, લવંડર, લવીંગ, યુકેલીપ્ટસ, નારંગી વગેરે તેલોનો વધારે ઉપયોગ કરવામાં આવે છે. કૃત્રિમ સુગંધોમાં એકથી વધુની મિલાવટ કરીને કોઈ નવા જ પ્રકારની સુગંધ પેદા કરવામાં આવે છે. સુગંધની પસંદગી કરતાં પહેલાં એ વિચાર ખાસ કરવો જોઈએ કે જેથી સાબુનો રંગ અને ગુણ અલિત થઈ જાય.

**રંગઃ**–રંગની પસંદગીમાં પણ એ બાબતનું ધ્યાન રાખવું જરૂરી છે કે કોઈ એવો રંગ ન મેળવવો જોઈએ કે જેથી સાબુના ક્ષારિય દ્રવ્યો પર ખરાબ અસર પડે. પહેલાં ખનીજ પદાર્થોથી બનેલા રંગનો ઉપયોગ કરવામાં આવતો હતો, પણ એથી એ રંગ સાબુ પર ફૂટી નીકળતો હતો. અત્યારે તો કોલટારમાંથી તૈયાર થતા ખાસ રંગનો જ ઉપયોગ કરવામાં આવે છે. જે બજારમાંથી પુષ્કળ પ્રમાણમાં મળી શકે છે.

રંગ નાખવામાં એ વાતનું પણ ધ્યાન રાખવું જોઈએ કે જે

પ્રકારની સુગંધ હોય તેને મળતો જ રંગ હોવો જોઈએ. દાખલા તરીકે ચંદનની સુગંધ સાથે આછો પીળો રંગ, ખસની સુગંધ સાથે લીલો રંગ, ગુલાબની સુગંધ સાથે આછો ગુલાબી રંગ. આમ સમજીને વિચારવામાં આવે તો સાબુની ગંધને પ્રાકૃતિક રૂપ આપી શકાય.

પ્રથમ રંગને પાણીમાં ધોળી ગાળીને જ સાબુમાં મેળવવો જોઇએ. એથી સાબુના દરેક ભાગમાં રંગ એક સરખો મળી જાય છે. રંગનું પ્રમાણ પણ ચોક્કસ નક્કી કરી લેવું જોઈએ અને ઘણા સાબુઓમાં નવા જ પ્રકારનો રંગ દેવાનો હોય ત્યારે બે રંગનું યોગ્ય મિશ્રણ કરી લેવું જોઈએ.

## સાબુ બનાવવાની રીત

સાબુ બનાવવાની બે રીત છે.

[ ૧ ] ઉકાળીને અથવા ગરમ રીતથી.

[ ૨ ] ઉકાળ્યા વગર અથવા ઠંડી રીતથી.

ઉકાળીને ગરમ રીતથી સાબુ બનાવવાની પણ બે પદ્ધતિ છે.

[ ૧ ] સંપૂર્ણવિધિ.

[ ૨ ] અસંપૂર્ણવિધિ.

આમાંથી પ્રથમ ઠંડી રીતના સાબુ બનાવવાની પદ્ધતિનો વિચાર કરીએ. કારણ કે આ રીત બધા કરતાં સરળ છે.

**ઠંડી રીતથી સાબુની બનાવટ :**–ઠંડી રીતથી સાબુ બનાવતાં પહેલાં કાસ્ટિક સોડા અથવા કાસ્ટિક પોટાશને ઉચિત માત્રામાં પાણી સાથે મેળવીને ધોળવું–તૈયાર કરવું. આ ધોળવાને ‘લાઈ’ કહેવાય છે. આને બનાવવાની વિધિ આગળ ઉપર આપવામાં આવશે. આ ધોળ હંમેશાં તાજો જ બનાવવો જોઇએ, અને હવાથી બચાવીને રાખવો જોઇએ, કેમ કે હવાના સંયોગથી એની શક્તિ ઓછી બની જાય છે.

ત્યારપછી તેલ અથવા ચરબીને સહજ ગરમ કરી, પીગળાવી, લાઇ સાથે મેળવી દેવી અને સંચામાં અથવા અમુક માપના ચોક્કસ વાસણમાં રાખીને અલગ મૂકી દેવી. આથી એની અંદર આપો આપ રસાયનિક ક્રિયા શરુ થશે. બે દિવસ પછી ખોલીને જોવાથી તૈયાર થયેલો સાબુ મળી આવશે.

લાઈ સાથે મેળવતાં એ ધ્યાન ખાસ રાખવું જરૂરી છે કે તેલ અથવા ચરબી ખૂબ ગરમ તેમ સાવ ઠંડી ન હોવી જોઈએ. સામાન્ય ગરમ હોય તો જ સારું. આ રીતથી સાબુ બનાવવામાં ટોપરાનું તેલ વધુ સરસ કામ આપે છે. એરંડિયું અથવા મહુઆનું તેલ પણ વાપરી શકાય છે.

**અસંપૂર્ણ ગરમ પદ્ધતિઃ**—આ રીતમાં તેલ અથવા ચરબીને કડાઈમાં નાખીને ગરમ કરવામાં આવે છે. જ્યારે તે ઉકાળવા માંડે છે ત્યારે થોડી થોડી લાઇ ઉમેરીને ખૂબ હલાવવામાં આવે છે. જ્યારે બધી લાઇ મળી જાય છે ત્યારે તેલની સ્થિતિ સફેદ કઢી જેવી થઈ જાય છે. જો આમ કરતાં સહેજ સમય લાગે તો થોડી હળવી શક્તિની લાઈ વધુ મેળવવામાં આવે છે. એથી એનું રૂપ સારું થાય છે. કોઈ કોઈ વખતે સાબુ ફૂલીને ઉભરાવા માંડે છે, ત્યારે તેમાં થોડુંક પાણી નાખવામાં આવે છે. આમ બધી ક્રિયા પૂર્ણ થઇ જાય એટલે કોઈ માપના કામમાં નાખીને એને ટાઢું પડવા દેવું જોઈએ. સાબુ તૈયાર થઈ ગયો.

**સંપૂર્ણ ગરમ પદ્ધતિઃ**—આ વિધિમાં પણ તેલ અથવા ચરબાને ઉપરની રીત પ્રમાણે ઉકાળીને થોડી થોડી લાઈ નાખીને મેળવવામાં આવે છે. આમાં 'લાઇ' મેળવવાનો નિયમ એવો છે કે પ્રથમ હળવી શક્તિની લાઈ મેળવતી જવી, અને ત્યાર પછી ધીરે ધીરે વધુ શક્તિની લાઇ મેળવવામાં આવે છે. જ્યારે લાઈ મળીને મિશ્રણ કઢી જેવું થઈ જાય ત્યારે તેમાં નીમકનું પાણી નાખીને એ મિશ્રણને ફાડવામાં આવે છે.

આથી સાબુ ફાટીને જુદો પડી જાય છે અને લાઈનું પાણી અલગ થઈ જાય છે. ત્યાર પછી એને થોડીવાર રાખી મૂકવું જોઈએ.

પછી સાબુને ઉપર ઉપરથી લઈ એક બીજી કડાઈમાં રાખી લેવો અને બચેલું લાઈનું પાણી જુદું રાખી મૂકવું. કારણ કે લાઈના પાણીમાંથી ગ્લીસરીન મળે છે. ફરી એ સાબુને પાણીમાં મેળવીને ઉકાળવામાં આવે છે એથી એ એક રસ થઈ જાય છે. છેવટે એને પાત્રમાં નાખીને ઠંડુ પાડવામાં આવે છે. બસ, સાબુ તૈયાર.

નિમકની માત્રા જુદા જુદા તેલમાં જુદી જુદી હોય છે. ચરબીમાં નીમકનું પ્રમાણ ઘણું ઓછું જોઇએ છીએ. કપાસિયાના તેલમાં વધુ પ્રમાણ જોઇએ. પણ ટોપરાના તેલમાં નિમકના પાણીની અસર થતી નથી, એટલે ટોપરાના તેલના સાબુની બનાવટમાં આ પદ્ધતિ નકામી છે.

'લાઈ'

પ્રથમ કહ્યું તેમ પાણી સાથે કાસ્ટિક સોડા અથવા કાસ્ટિક પોટાશનો ઘોળ તૈયાર કરવો તેને લાઈ કહેવામાં આવે છે. ઘોળ કરવાની ખૂબી એ છે કે જે શક્તિની 'લાઇ' કરવાની હોય તે હિસાબના ચોક્કસ પ્રમાણથીજ પાણી અને કાસ્ટિક સોડા અથવા પોટાશનું મિશ્રણ કરવું જોઇએ. કોઈપણ લોઢાના ઠામમાં લાઈ કરવી, પણ સાવધાન! આ ઘોળમાં હાથ ન નાખવો જોઈએ, નહિ તો હાથ બળી જશે.

કાસ્ટિક સોડા મોટા ઢેફાંના રૂપમાં હોય તો તેના કટકા કરી નાખવા. ફોતરા જેવો હોય તો એમને એમ ઉપયોગમાં લેવો. મિશ્રણ અથવા કાસ્ટિકને હંમેસા ઢાંકીને જ રાખવું. હવા લાગવાથી એની શક્તિ ઓછી થઈ જાય છે. જ્યારે જ્યારે સાબુ બનાવવો હોય ત્યારે ત્યારે તાજી લાઇ બનાવવી જોઈએ. પડતર થવાથી લાઈ નકામી થઈ જાય છે.

લાઈ કઈ શક્તિની તૈયાર થઈ છે એ જાણવા માટે 'હાઇડ્રોમિટર' નામનું એક યંત્ર બજારમાં મળે છે. આ યંત્રને પાણી, દૂધ અથવા કોઇ પણ પ્રવાહી વસ્તુમાં મૂકવાથી, પ્રવાહીમાં રહેલ આપેક્ષિક ઘનત્વ અથવા ગાઢપણુની પરીક્ષા થાય છે. યંત્રનો જેટલો ભાગ ડૂબેલો રહે એટલી ડીગ્રીનું ઘનત્વ એ ચીજમાં હોય છે. એટલે લાઇનું ઘનત્વ પણ આ યંત્રથી નક્કી કરી શકાય છે. બજારમાં ઘણી જાતના હાઇડ્રોમિટર મળે છે. એથી બ્યુમનું હાઇડ્રોમિટર લેવું જોઈએ. કારણ કે આ પુસ્તકમાં એના જ માપથી આંકડા આપવામાં આવ્યા છે.

હવે કેટલા કાસ્ટિક સોડાને કેટલા પાણીમાં મેળવવાથી કઇ શક્તિની લાઈ તૈયાર થાય છે એની યાદી નીચે આપવામાં આવે છે. આ યાદીની સહાયતાથી વાચકોને દરેક પ્રકારની શક્તિની લાઇ તૈયાર કરવાનું સુગમ પડશે.

| લાઈની શક્તિ | | પાણી | | કાસ્ટિક સોડા ૭૭ ડીગ્રીનો | |
|---|---|---|---|---|---|
| ૫° | બ્યુમ | ૧૦૦ | ભાગ | ૩.૫૬ | ભાગ |
| ૧૦° | ,, | ,, | ,, | ૭.૪ | ,, |
| ૧૫° | ,, | ,, | ,, | ૧૧.૪૫ | ,, |
| ૨૦° | ,, | ,, | ,, | ૧૬.૭૮ | ,, |
| ૨૫° | ,, | ,, | ,, | ૨૨.૮૪ | ,, |
| ૨૭° | ,, | ,, | ,, | ૨૬.૩૬ | ,, |
| ૨૮° | ,, | ,, | ,, | ૨૭.૫૮ | ,, |
| ૩૦° | ,, | ,, | ,, | ૩૧.૦૫ | ,, |
| ૩૨° | ,, | ,, | ,, | ૩૪.૬૬ | ,, |
| ૩૩° | ,, | ,, | ,, | ૩૬.૬૮ | ,, |
| ૩૫° | ,, | ,, | ,, | ૪૧.૧૬ | ,, |
| ૩૬° | ,, | ,, | ,, | ૪૩.૩૩ | ,, |
| ૩૭° | ,, | ,, | ,, | ૪૫.૯૧ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૮° | ,, | ,, | ,, | ૪૮·૩૮ | ,, |
| ૪૦° | ,, | ,, | ,, | ૫૪·૧૭ | ,, |
| ૪૨° | ,, | ,, | ,, | ૬૦·૪૪ | ,, |
| ૪૪° | ,, | ,, | ,, | ૬૭·૩૮ | ,, |
| ૪૫° | ,, | ,, | ,, | ૬૯·૬૪ | ,, |

કાસ્ટિક પોટાશની લાઈ પણ આ પ્રમાણે જ લગભગ બનાવી શકાય છે.

## સાબુ બનાવવાનો જરૂરી સામાન

મોટા મોટા કારખાનાઓમાં તો દરેક જાતના મશીનો હોય છે, પણ ગૃહઉદ્યોગની દૃષ્ટિએ ટૂંકી મૂડીમાં ઊભાં થતાં કારખાનાઓમાં નીચેની થોડીક સામગ્રીઓનો પ્રબંધ કરવામાં આવે તો ચાલી શકે.

**ભઠ્ઠી અથવા ચૂલો :** કોઈપણ પ્રકારનો ચૂલો આમાં કામ આવી શકે પણ તાપ ઓછોવત્તો કરી શકાય એવી વ્યવસ્થાવાળી ભઠ્ઠી કરવામાં આવે તો સારું. ઈંટની ચૂલ જેવી ભઠ્ઠી કરવી. ત્રણ બાજૂથી તાપ કરી શકાય એવી વ્યવસ્થા રાખવી. આમાં તાપ ઓછો વત્તો પણ કરી શકાય અને સમાન્ય ગરમી પણ આપી શકાય.

**કઢાઈ:** કંદોઇને ત્યાં જે મોટી મોટી કઢાઈઓ હોય છે એવી કઢાઈઓ હોય તો ઉપયોગમાં આવી શકે. સાબુનું પ્રમાણ વધારે કરવું હોય તો કઢાઈ મોટી બનાવરાવવી જોઈએ. કઢાઈનો નિયમ એવો છે કે સાબુ કરતાં પાંચગણી શકિતવાળી કઢાઈ હોવી જોઈએ. જો એક મણ સાબુ કરવો હોય તો કઢાઇમાં પાંચ મણ માઈ શકે એવી ગણત્રી હોવી જોઇએ, કારણ કે ઉકળતી વખતે સાબુનો ઉભરો બહુ આવે છે. જો નાની કઢાઈ હશે તો સાબુ ઉભરાઇને બહાર ચાલ્યો જશે અને નુકશાન સહવું પડશે.

**સાબ ઠારવાના પાત્ર :** આ પાત્રમાં ગરમ કરેલા સાબુનું પ્રવાહી ઠારવામાં આવે છે. લાકડાના અને લોઢાના બનાવી શકાય છે.

આ ઠામની લંબાઈ પહોળાઈ યોગ્ય માપથી કરાવી લેવી જોઇએ. મુંબઈમાં આવાં પાત્ર તૈયાર મળે છે, પણ ઘેર કરાવી લેવાથી સસ્તાં પડે છે.

**સાબુ કાપવાનો તાર:** પાત્રમાંથી કાઢયા પછી સાબુની એક સરખી ચકતીઓ પાડવા માટે તારની જરૂરત પડે છે. આ કાપવા માટે નાનું હાથ યંત્ર પણ આવે છે. આથી એક સરખા કટકા કરી શકાય છે.

**બીબાં :** સાબુ પર છાપ પાડવાના બીબાં તૈયાર કરાવી લેવાં જોઈએ. સાબુનું જે નામ રાખ્યું હોય તે અથવા ટ્રેડમાર્ક વગેરે બધું એ બીબામાં કરાવી શકાય છે. આથી બજારમાં સાબુની જાત ઓળખાવી શકાય છે. સાબુના બીબાનું એક મશીન જે પગથી ચલાવી શકાય છે તે હમણાં જ વ્યવહારમાં મૂકાયું છે. આ મશીન પણ સારું કામ કરે છે.

આ સિવાય સાબુ પીસવાના, ચૂરો કરવાના તથા મેળવવાનાં કેટલાંક ઓજાર, લાઇ બનાવવાના વાસણ, સાબુ રાખવાની પેટીઓ વગેરે પરચુરણ સામગ્રીની આવશ્યકતા રહે છે તે પણ લઈ લેવી જોઈએ.

હવે કેટલાક સાબુ બનાવવાના પ્રયોગો રજૂ કરીશ.

## કપડા ધોવાનો સાબુ

સાબુ બનાવતાં પહેલાં તેલની ચૂંટણી કરવી જરૂરી છે. નાળિયેરનું તેલ અથવા ચરબીનો સાબુ બનાવવો હોય તો એ એકલાં જ ઠીક પડે, પણ એક બે તેલોની મિલાવટથી સાબુ તૈયાર કરવામાં આવે તો સાબુનો રૂપ–રંગ સારો થાય. કયા કયા તેલને કેટકેટલી માત્રામાં મેળવવાં જોઇએ, તેનું માપ નીચે આપવામાં આવે છે.

૧

| | |
|---|---|
| ટેલો ચરબી | મણ ૦॥ |
| મગફળીનું તેલ | મણ ૦। |
| મહુઆનું તેલ | મણ ૦। |

૨

| | |
|---|---|
| ટોપરાનું તેલ | મણ ૨ |
| મહુઆનું તેલ | મણ ૦॥। |

૩

| | |
|---|---|
| મહુઆનું તેલ | મણ ૩ |
| તલનું તેલ | મણ ૦॥। |
| એરંડિયું | મણ ૦॥ |

૪

| | |
|---|---|
| ટેલો ચરબી | મણ ૫ |
| કપાસિયાનું તેલ | મણ ૨॥ |
| રેના ઓઇલ | મણ ૧॥। |
| રાજન અથવા રાળ | શેર ૧૬ |

૫

| | |
|---|---|
| ટેલો ચરબી | ૨॥ મણ |
| મગફળીનું તેલ | ૦॥। મણ |
| કપાસિયાનું તેલ | ૨૪ શેર |
| રેનાનું તેલ | ૧। મણ |
| રાળ | ૬ શેર |

૬

| | |
|---|---|
| મહુઆનું તેલ | ૨ મણ |
| નીર તેલ | ૨ મણ |

૭

| | |
|---|---|
| મહુવાનું તેલ | ૩।। મણ |
| કરંજાનું તેલ | ૨૪ શેર |
| ટોપરેલ | ૦।। મણ |
| રાળ | ૬ શેર |

આમાંથી જે તેલ શુદ્ધ ન જણાય તેને સમભાગ પાણી સાથે ઉકાળીને શુદ્ધ કરી લેવું.

## ઠંડી રીતથી તૈયાર થતા સાબુ

૧

| | |
|---|---|
| નાળિયેરનું તેલ | ૨ મણ |
| કાસ્ટિક સોડા | ૧૩। શેર |
| લાઈ બનાવવા માટે પાણી | ૨૬।।। શેર |
| સિલિકેટ ઓફ સોડા | ૦।। મણ |
| સિલિકેટના ઘોળ માટે પાણી | ૦।। મણ |

પ્રથમ નાળિયેરનું તેલ જામેલું હોય તો સહજ ગરમી પર રાખીને પીગળાવી લેવું. ગરમીના દિવસોમાં ટોપરેલને ગરમ કરવાની જરૂર પડતી નથી.

કાસ્ટિક સોડાનો પાણીમાં ઘોળ કરી નાખવો. લગભગ એ લાઈ ૩૮° બ્યુમ શક્તિની થશે. આ લાઈને તેલમાં છોડતા જવી અને એક લાકડાના હાથાથી ખૂબ ઘૂંટવું. બંને મળીને એક થઈ જશે. ઝાઝીવાર ન હલાવવું. પંદરથી વીસ મિનિટ બસ થશે. વધુવાર ઘૂંટવાથી વળી મિશ્રણ જુદું પડી જશે. બંને જ્યારે એક રસ થાય છે ત્યારે ધોળી કઢી જેવો રંગ થાય છે અને મધ જેવું ઘનત્વ પકડે છે. પછી સિલિકેટ ઓફ સોડાનો ઘોળ બનાવીને એમાં મેળવી દેવો. જ્યારે બરોબર મળી જાય ત્યારે ઠારવાના ઠામમાં તેલ ચોપડીને એમાં

એ મિશ્રણ નાખી દેવું. પછી કોઈ ગરમ સ્થાનમાં એ ઠામને રાખીને તેના પર કોથળા ઢાંકી દેવા. બીજે દિવસે કપડા ધોવાનો સરસ સાબુ તૈયાર થઈ ગયો હશે. એના સરખા કટકા કરી બીબામાં ગોઠવતા જવા એટલે તમે જે જાતનું બીબું રાખ્યું હશે તે જાતની ગોટીઓ તૈયાર થઇ જશે.

આ સાબુમાં કોઇ પ્રકારનો રંગ અથવા સુગંધ મેળવવી હોય તો ઠારવાના ઠામમાં નાખતાં પહેલાં જ મેળવી દેવી જોઈએ.

૨

| | |
|---|---|
| ટેલો ચરબી | ૫ મણ |
| કાસ્ટિક સોડા ૭૭° | ૩૧ શેર |
| પાણી | ૧॥ મણ ૯ શેર |

પ્રથમ ચરબીને ગરમ કરીને પીગળાવી લેવી. ચરબી શુદ્ધ ન હોય તો તેને સમાન પાણીમાં ઉકાળવાથી શુદ્ધ થઈ જાય છે. એકાદ કલાક સુધી ઉકાળવાથી ચરબીનો બધો મેલ પાણીમાં નીચે બેસી જશે પછી ઉપર રહેલી ચરબી કાઢી લેવી.

કાસ્ટીક સોડાનો ધોળ તૈયાર કરી લેવો.

પછી ઉપર જણાવેલી રીત પ્રમાણે મેળવીને ઠારી લેવું એટલે સાબુ તૈયાર થઈ જશે.

૩

| | |
|---|---|
| મગફળીનું તેલ | ૨૦ શેર |
| ટોપરેલ | ૪॥ મણ |
| કાસ્ટિક સોડા | ૩૩ શેર |
| લાઈ બનાવવાનું પાણી | ૬૭ શેર |
| સિલિકેટ ઓફ સોડા | ૧॥ મણ |
| સિલિકેટના ઘોળ માટે ગરમ પાણી | ૧॥ મણ |

પ્રથમની રીત પ્રમાણે જ સાબુ તૈયાર કરી લેવો.

૪

| | |
|---|---|
| નાળિયેરનું તેલ | ૪ મણ |
| મગફળીનું તેલ | ૧ મણ |
| કાસ્ટિક સોડા | ૩૦। શેર |
| લાઈ માટે પાણી | ૬૯॥ શેર |
| સિલિકેટ ઓફ સોડા | ૧॥ મણ |
| સિલિકેટના ઘોળ માટે ગરમ પાણી | ૧॥ મણ |
| સોપસ્ટોન | ૨૫ શેર |

ઉપર પ્રમાણે જ સાબુ બનાવવો. સોપસ્ટોનને સાબુ સાથે ઠારવાના ઠામમાં નાખતી વખતે મેળવી દેવો જોઈએ, અને લાકડીથી હલાવીને એક રસ કરી લેવું જોઈએ.

## અસંપૂર્ણ ગરમ રીતથી બનતો સાબુ

| | |
|---|---|
| મહુઆનું તેલ | ૨ મણ |
| મગફળીનું તેલ | ૧॥ મણ |
| એરંડિયું | ૦॥ મણ |
| તલનું તેલ | ૦॥ મણ |
| કાસ્ટિક સોડા | ૨૮ શેર |
| લાઈ બનાવવાનું પાણી | ૭૨ શેર |
| દળેલ મીઠું | ૦॥ મણ |
| સોડા એશ | ૦॥ મણ |
| મેંદો [ઘઉંનો] | ૧ મણ |
| પાણી | ૩ મણ |

બધા તેલને એકત્ર કરીને કઢાઇમાં ગરમ કરો. જરા ગરમ થઇ જાય અને વરાળ ઉઠવા માંડે ત્યારે તેમાં કાસ્ટિક સોડાની લાઇ બના-

વીને મેલવી દેવી અને કઢાઈ નીચે ઉતારી લેવી. થોડીવાર પછી ફરી એને આગ પર મૂકવી. અડધા કલાક સુધી ગરમી આપવી. ત્યાર પછી આગ પરથી ઉતારી લઈ એક બાજૂ રાખી મૂકો. હવે દળેલું મીઠું, સોડા એશ અને મેંદાને સાથે મેળવીને લોટ ચાળવાના આંકથી ચાળી લેવું. પછી એને કઢાઈમાં મેળવી દેવું. મેળવણી કરતી વખતે ખૂબ હલાવતા જવું જેથી ગાંઠો ન પડે. અંતમાં તૈયાર થયેલા માવાને પાત્રમાં જમાવી દેવો.

૨

| | |
|---|---|
| નાળિયેરનું તેલ | ૫ મણ |
| કાસ્ટિક સોડા | ૧ મણ ૧૧ શેર |
| પાણી | ૪ મણ |

પાણીમાં કાસ્ટિક સોડાને મેળવીને લાઈ તૈયાર કરી લેવી. આ લાઈ ૨૭° બ્યુમની તાકાતવાળી થશે. લાઈને તેલમાં મેળવીને કઢાઈમાં નાખી ચૂલા પર ચડાવવું. બે કલાક સુધી હલાવતા રહેવું. જ્યારે સાબુ બનીને ગાઢ થઈ જાય ત્યારે તાપ ધીમો કરી નાખવો. જ્યારે એ સફેદ લાઈ જેવું મિશ્રણ થઈ જાય ત્યારે એને પાત્રમાં ભરી લેવું.

## સંપૂર્ણ ગરમ રીતથી તૈયાર થતો સાબુ

| | |
|---|---|
| ટેલો ચરબી | ૨૦ શેર |
| મહુઆનું તેલ | ૧૦ શેર |
| મગફળીનું તેલ | ૧૦ શેર |
| કાસ્ટિક સોડા | ૮ શેર |
| દળેલ મીઠું | ૫ શેર |

આગળ અપાયેલ સૂચિ મુજબ પ્રથમ કાસ્ટિકની ૩૬° બ્યુમની શક્તિની લાઈ તૈયાર કરી લેવી. તેલ અને ચરબીને કડાઈમાં ઉકાળી

તેમાં ધીરે ધીરે લાઈ મેળવી દેવી. જ્યારે બંને ઉકળવા માંડે અને એકરસ થઈને સાબુ માફક ગાઢ થવા માંડે ત્યારે તેમાં મીઠું મેળવીને એ ગાઢ કઢી જેવા મિશ્રણને ફાડી નાખવું. આથી સાબુ જુદો થઈ જશે અને લાઈનું પાણી જુદું પડી જશે. આ સમયે આંચ સાવ ધીરી રાખવી. જ્યારે સાબુ સાવ જુદો પડી જાય ત્યારે આંચ દૂર કરી, ઉપર ઉપરથી અલગ કરી અન્ય વાસણમાં ભરી લેવો. પછી એમાં થોડું પાણી મેળવી પુનઃ ઉકાળો કરવો. આમ કરવાથી સાબુની ફાટેલી સ્થિતિ ચીક્કટ થઈ જશે. બસ, પછી જરા ઠરવા દઈ સાબુ ઢાળવાના પાત્રમાં ભરી લેવું.

## નહાવાનો સાબુ

કપડા ધોવાના સાબુ કરતાં હાથ મો ધોવાનો સાબુ બનાવવામાં ખૂબ કાળજી રાખવી પડે છે, કારણ કે આમાં ખાર અથવા કાસ્ટિક સહેજ પણ કાચો રહી જાય તો શરીર પર બળતરા ઉત્પન્ન કરે છે.

આ સાબુ પણ ઠંડી અને ગરમ પદ્ધતિથી બનાવાય છે. આ સાબુમાં પડતો મસાલો ખૂબ સારો હોવો જોઈએ. સુગંધ પણ સારા માયલી હોવી જોઈએ. કારખાનાઓમાં આ સાબુ ત્રણ રીતે બનાવાય છે.

૧ ઠંડી રીતથી.
૨ બીજા સાબુને ફરીવાર ગાળીને.
૩ પીસીને.

## ઠંડી રીત

કપડા ધોવાનો સાબુ બનાવવાની જે ઠંડી રીત છે એ જ રીત નહાવાનો સાબુ બનાવવાની છે. ફેર એટલો છે કે જ્યારે સાબુ પાત્રમાં નાખવા જેવો થઈ જાય ત્યારે પાત્રમાં નાખતાં પહેલાં એક અન્ય સંચામાં નાખવો પડે છે. આ સંચાનું નામ મેળવણીનો સંચો–મિક્ષ્ચર મશીન–છે. આ મેળવણીના સંચામાં સુગંધ–રંગ વગેરે

મેળવી શકાય છે. કોઈ ક્ષાર બાકી રહી ગયો હોય તો તેમાં જર ટોપરેલ પણ નખાય છે જેથી એ ક્ષાર સાબુના રૂપમાં પરિણમે છે

રંગ બે જાતના આવે છે. ખનીજ અને કોલટારના બનેલા જો ખનીજનો રંગ નાખવો હોય તો બે મણ સાબુમાં પ્રમાણ પંદર તોલાનો આશરે જોઈએ. કોલટારનો બનેલો રંગ બે મણ સાબુમાં માત્ર એકાદ તોલો જ જોઈએ. કોલટારના રંગની મેળવણી ગરમ પાણીમાં ઓગાળીને કરવી જોઈએ.

નીચે કેટલાક નહાવાના સાબુઓ ઠંડી રીતની બનાવટના આપવામાં આવે છે.

## વિંડસર સાબુ

ચરબી અને નાળિયેરના તેલથી બનેલો ગમે તે પ્રકારનો ધોળો સાબુ ૭૫ શેર, સિટ્રોનેલા ઓઈલ ૪૦ તોલા મેળવણીના સંચામાં મેળવીને પછી પાત્રમાં ભરી લઈ યોગ્ય માપના ટૂકડા કરી લેવા અને બીબામાં ગોઠવી પોતાની છાપ પાડી લેવી.

## બદામી સાબુ

| | |
|---|---|
| ટોપરેલ | ૦॥ મણ |
| ચર્બી [ટેલો] | ૦॥। મણ |
| કાસ્ટિક સોડાની લાઈ ( ૩૭° બ્યુમ શક્તિની ) | ૨૫ શેર |
| ઓઈલ ઓફ બર્ગેમાટ | ૧૦ તોલા |
| ઓઈલ ઓફ મરબેન | ૧૦ તોલા |
| મનગમતો રંગ | ૧ તોલો |

ઉપરની વિધિ પ્રમાણે

## ગુલાબનો સાબુ

| | |
|---|---|
| ટોપરેલ | ૦॥ |
| કાસ્ટિક સોડાની લાઈ [ ૨૭° બ્યુમ શકિતની ] | ૧૦ શેર |

| | |
|---|---|
| ઑઇલ ઓફ રોઝ જીરેનિયમ | રા તોલા |
| ઑઇલ ઓફ બર્ગેમાટ | રા તોલા |
| યુસાઈન | ૪ માસા |
| ટીંક્ચર ઓફ મસ્ક | ૨ માસા |

વિધિ ઉપર મુજબ

## લીંબુનો સાબુ

| | |
|---|---|
| ટોપરેલ | ૨૦ શેર |
| ટેલો ચરબી | ૨૦ શેર |
| કાસ્ટિક સોડાની લાઈ (૩૨° બ્યુમ) | ૨૦ શેર |
| લીંબુનું તેલ | ૧૨ તોલા |
| ઑઇલ ઓફ બર્ગેમાટ | ૫ તોલા |
| ઑઇલ ઓફ લેમનગ્રાસ | ૬ તોલા |
| લવંગનું તેલ | રા તોલા |

બનાવવાની રીત ઉપર પ્રમાણે.

આ પ્રમાણે તૈયાર થતા સાબુઓમાં અન્ય કોઇપણ સુગંધ નાખીને જુદી જાત અને જુદા રંગો કરી શકાય છે.

## બીજા સાબુને ફરી ગાળીને તૈયાર થતો સાબુ

આ રીતથી સાબુ બનાવવા માટે કોઈ સફેદ અથવા કોઈપણ આછા રંગના ઉત્તમ સાબુને લઈ તેની બારીક કાતરી કરવી ને પછી પીગળાવવો. સાથે થોડા પ્રમાણમાં પાણી પણ મેળવવું. આ પ્રમાણે સાબુનું ફરી વાર પ્રવાહી રૂપાંતર કર્યા પછી તેને મેળવણીના યંત્રમાં નાખી દેવું. એની સાથે યોગ્ય રંગ અને યોગ્ય સુગંધ પણ મેળવી દેવી. જ્યારે બધું બરાબર મળી જાય ત્યારે એને વાસણમાં જમાવી મશીનથી ચકતીઓ પાડી લેવી.

આ રીતથી ઘણા પ્રકારના વિલાયતી સાબુઓ તૈયાર થાય છે. આમાં કોઇ ખાસ નુસ્ખાની જરૂર નથી રહેતી. ઉપરોક્ત વિધિ પ્રમાણે ગમે તે પ્રકારની રંગ સુગંધ મેળવીને જુદા જુદા પ્રયારના સાબુ તૈયાર કરી શકાય છે. પદ્ધતિ એક જ છે, માત્ર રંગ સુગંધમાં જ પરિવર્તન હોય છે.

સાબુને ફરીવાર પીસીને પુનઃ સાબુ કરવામાં આવે છે. આ રીત કંઈક વધુ ખરચાળ અને વધારે મહેનતવાળી છે. એટલે ગૃહ-ઉદ્યોગની દૃષ્ટિએ એની ચર્ચા અસ્થાને છે.

## દવાઓના સાબુ

કેટલાક સાબુઓ ઔષધી તરીકે વપરાય છે. ખાસ કરીને જંતુઘ્ન દ્રવ્યોની મિલાવટથી જ એ તૈયાર થાય છે.

## કાર્બોલિક સાબુ

| | |
|---|---|
| ટોપરેલ | ૦ાા મણ |
| સ્વચ્છ કરેલ ટેલો ચરબી | ૪ શેર |
| સોડા કાસ્ટિકની લાઈ | ૧૨ શેર |
| કાર્બોલિક એસિડ | ૨ાા શેર |

પ્રથમ તેલ, ચરબી અને લાઈને મેળવીને ઠંડી રીત પ્રમાણે સાબુ બનાવવો. જ્યારે કઢી જેવું થાય ત્યારે તેમાં કાર્બોલિક એસિડ મેળવીને વાસણમાં ભરી લેવું.

## ફેનલ સોપઃ

તેલ, ચરબી અને લાઈનું મિશ્રણ ઉપરના જ પ્રમાણે કરવું. તેમાં ફેનલ ૧ શેર મેળવી વાસણમાં ભરી લેવું.

## લીમડાનો સાબુ

| | |
|---|---|
| ટોપરેલ | ૨૦ શેર |
| લીમડાનું તેલ | ૪ શેર |

| | |
|---|---|
| કાસ્ટિક સોડા | ૪ શેર |
| પાણી [સ્વચ્છ] | ૮ શેર |
| વિક્ટોરિયા બ્લુ | ૧૨ શેર |
| યૂરેનાઈન યલો | ૦)= આનીભાર |

પાણીમાં કાસ્ટિકની લાઇ બનાવી ઠંડી કરી લેવી. પછી અન્ય પાત્રમાં બંને તેલ મેળવી તેમાં ધીરે ધીરે લાઈ મેળવતા જવું અને હલાવતા જવું. જ્યારે ગાઢ બને ત્યારે બંને રંગને સરસ રીતે મેળવી દઈ ૨૪ કલાક સુધી પાત્રમાં રાખી મૂકી માપસરની ગોટીઓ બનાવી લેવી.

## ગંધકનો સાબુઃ

ઉપર મુજબ બનાવેલો ટોપરાના તેલનો સાબુ નવ ભાગ અને ખૂબ બારીક પીસીને તૈયાર કરેલો ગંધક એક ભાગ. તેલને ગરમ કરી તેમાં ગંધકને ઓગાળી નાખી પછી ગાઢ સાબુ સાથે મેળવી દેવો. પછી વાસણમાં નાખીને ગોટીઓ પાડી લેવી.

## દાંત સાફ કરવાનો સાબુ

| | |
|---|---|
| ટોપરાના તેલનો સાબુ | ૧ મણ |
| સિલિકા અર્થ પાવડર | ૪ શેર |
| શુદ્ધ અને ઉત્તમ ખડીમાટી | ૪ શેર |
| સ્ટાર્ચ | ૦॥ શેર |

સાબુને પીગળાવી તેમાં અન્ય બધી ચીજો બારીક પીસીને મેળવી દેવી, અને સંચામાં ઢાળી સાબુ બનાવી લેવો.

## સેવિંગ સોપ

| | |
|---|---|
| ટેલો ચરબી | ૨૫૦ ભાગ |
| ટોપરેલ | ૧૨૫ ભાગ |
| લાર્ડ અથવા સુઅરની ચરબી | ૨૫ ભાગ |

| | |
|---|---|
| કાસ્ટિક સોડાની લાઈ [૩૦° બ્યુમ] | ૨૭૫ ભાગ |
| કાસ્ટિક પોટાસની લાઈ [૨૦° બ્યુમ] | ૭૫ ,, |
| ઑઇલ લવંડર | ૧ ,, |
| ઑઈલ ઑફ થાઈમ | ૦ાા ,, |
| ઑઈલ ઑફ ક્યુમિન | ૦ાા ,, |

પ્રથમ તેલ અને બંને ચરબીને સાથે પીગળાવી લેવી. પછી જરા ઠરવા દઇ તેમાં બંને પ્રકારની લાઈને ધીરે ધીરે મેળવતા જવું, અને હલાવતા જવું. અંતમાં જ્યારે ગાઢ થઈ જાય ત્યારે તેમાં છેલ્લી ત્રણે સુગંધો મેળવીને ઠરવા દઈ સંચામાં સ્ટીક બનાવી લેવી.

## અન્ય પ્રકારના સાબુ

### પારદર્શી સાબુ

| | |
|---|---|
| ટેલો ચરબી | ૨૪ શેર |
| ટોપરેલ | ૨૦ શેર |
| એરંડ તેલ | ૩૦ શેર |
| કાસ્ટિક સોડાની લાઈ [૩૭° બ્યુમ] | ૩૭ શેર |
| સ્વચ્છ દાણાદાર ખાંડ | ૧૮ શેર |
| સ્વચ્છ પાણી | ૧૮ શેર |
| ગ્લીસરીન | ૩ શેર |
| સોડા ક્રિસ્ટલ | ૫ શેર |

પ્રથમ તેલ અને ચરબીને લાઇ સાથે સરસ રીતે મેળવીને ૨૪ કલાક સુધી રાખી મૂકો. પછી એ મિશ્રણને ત્રણ થી ચાર કલાક સુધી ગરમ કરો. ત્યાર પછી ઠરવા દો. જ્યારે મધ માફક થઈને ગાઢ થવા માંડે ત્યારે તેમાં ખાંડ અને ગ્લીસરીન સરસ રીતે મેળવી દો. ખાંડને પાણીમાં ઓગાળી લેવી. પાછળથી સોડા, રંગ અને સુગંધ પણ મેળવી દેવી. મિશ્રણ સંપૂર્ણ થઈ જાય ત્યારે વાસણમાં નાખીને ઢાળી દેવું.

## ગરમ અને રેશમી કપડાં ધોવાનો સાબુ

| | |
|---|---|
| ધોળો સાબુ | ૩૨ શેર |
| પાણી | ૩।। મણ |
| એમોનિયાનું પાણી | ૮ શેર |
| બેન્જીન | ૩૮ શેર |

પ્રથમ સાબુને પાણી સાથે હળવી આંચ પર ગરમ કરી લ્યો. પછી ઉતારીને એમાં એમોનિયાનું પાણી અને બેન્જીન મેળવો. ખૂબ હલાવતા રહો. જ્યારે ઠંડુ પડવા માંડે ત્યારે પાત્રમાં નાખીને માપસરની ગોટીઓ બનાવી લો. આ સાબુથી એકદમ મુલાયમ વસ્ત્રો પણ ધોઈ શકાય છે.

## વાળ કાઢવાનો સાબુ

| | |
|---|---|
| ગ્લીસરીન | ૪૫૩ ગ્રામ |
| ટોપરેલ | ૯૦૭ ,, |
| એરંડિયું | ૧૮૪૪ ,, |
| કાસ્ટિક પોટાશની લાઈ [ ૩૩% ] | ૧૯૧૪ ,, |
| સ્ટાર્ચ | ૧૧૩ ,, |
| સલ્ફો હાઈડ્રેટ ઑફ સોડિયમ | ૯૦૭ ,, |
| સિટ્રોનેલા ઑઈલ | ૧૧૩ ,, |

ગ્લીસરીન અને બંને તેલને સાથે મેળવી, લાઈ સાથે પ્રથમ સાબુ બનાવો. પછી તેમાં સ્ટાર્ચ અને સલ્ફોહાઈડ્રેટ ઑફ સોડિયમને મેળવી લો. છેવટે સિટ્રોનેલાની સુગંધ મેળવીને જામી જાય એટલે માપની ગોટીઓ વાળી લ્યો. વાળ કાઢવા માટે સૌથી સરસ સાબુ તૈયાર થશે.

## સાબુની ભૂકકી

| | |
|---|---|
| કઠોર જાતિનો કોઈપણ સાબુ | ૬ ભાગ |
| સોડા ક્રિસ્ટલ | ૩ ભાગ |

| | |
|---|---|
| પર્લએશ | ૧ાા ભાગ |
| સલ્ફેટ ઓફ સોડા | ૧ાા ભાગ |
| કપાસિયાનું તેલ | ૧ ભાગ |

પાણી વગર બધી ચીજોને મેળવીને ખૂબ સૂકાવા દો. સૂકાઈ ગયા પછી પીસીને પાવડર બનાવી ડબા પેક કરી લો.

## પ્રવાહી સાબુ

| | |
|---|---|
| કપાસીયાનું તેલ | ૯ ભાગ |
| કાસ્ટિક સોડા | ૮ ,, |
| કાસ્ટિક પોટાશ | ૮ ,, |
| આલ્કોહોલ | ૩૫ ,, |
| પરિસ્રુત જળ [ ડીસ્ટીલ્ડ વૉટર ] | ૫૦૦ ,, |

પહેલાં એક ઠામમાં ૫૦ ભાગ પાણી લઈને તેમાં બંને કાસ્ટિકને એક સાથે મેળવી દેવા. પછી એમાં આલ્કોહોલ મેળવવો. છેવટે કપાસિયાનું તેલ હળવે હળવે મેળવીને હલાવતા જવું. જ્યારે સાબુ ગાઢ થવા માંડે ત્યારે તેમાં બાકીનું વધેલું ૪૫૦ ભાગ પાણી પણ મેળવી દેવું. બસ સાબુ તૈયાર. શીશાઓ ભરી લેવા. પણ આ સાબુ બનાવતા એક કાળજી ખાસ રાખવી જરૂરી છે કે આમાં વપરાતી બધી વસ્તુઓ ખૂબ સ્વચ્છ અને સારી જોઈએ. નહિ તો પ્રવાહી સાબુ બગડી જશે.

# શરબત

**શરબતની** ઉત્પત્તિનો ઇતિહાસ આજકાલનો નથી. અતિ પ્રાચીન છે. ઈરાન અને એ બાજૂના દેશોમાં એને ખૂબ મહત્વ મળેલું છે. હિન્દમાં પણ મુસ્લીમોના આગમન પછી–શરબતનો પ્રચાર વધેલો છે અને હમણા હમણા વર્તમાન સભ્યતામાં ચાની માફક સત્કારનું સ્થાન શરબતે પણ મેળવ્યું છે.

શરબત બે પ્રકારના બને છે. અસલી અને નકલી. અસલી શરબતો મૂળ વસ્તુના રસ અથવા અર્કમાંથી તૈયાર કરવામાં આવે છે. નકલી શરબતો વિદેશી એસેન્સના યોગથી બનાવવામાં આવે છે. ગુણની દૃષ્ટિએ અસલી શરબતો જ ઉપયોગમાં લેવાં જોઈએ. એથી પ્રજાજીવનમાં અમુક પ્રકારના દરદો ફેલાતાં અટકે છે, અને આમ–જનતાને શુદ્ધ પીણું મળી શકે છે. પણ આપણે તો બધી રીતોમાં નકલી જીવન ગુજારતા શીખ્યા છીએ, એટલે આપણા પીણાંઓમાં પણ એ પાપ પ્રવેશ્યું છે. શરબત પીવાનો આશય હૃદય અને મસ્તકને ઠંડક આપવાનો હોય છે. એ આશય અસલી શરબતોથી જ જાળવી શકાય છે, નકલી શરબતો તો કેવળ જીભના નશાને પોષનારાં હોય છે. એવાં બજારૂ અને નકલી શરબતોથી લોકોએ પોતાના આરોગ્ય

ખાતર પણ બચવું જોઈએ. શરબતના પીણાંનો પ્રચાર આજે શહેરોમાં ખૂબ છે. ધંધાની દૃષ્ટિએ શુદ્ધ અને સાચાં શરબતો બનાવીને વહેંચવામાં આવે તો ખરેખર લોક કલ્યાણ સાથે ઉદ્યોગ પણ ખીલવી શકાય.

આ સ્થળે હું સાચા શરબતોની રીતો આપીશ અને જનતાની જાણ ખાતર કેટલાક નકલી શરબતોના પ્રયોગો પણ આપીશ, પરંતુ ગૃહઉદ્યોગ તરી તો શુદ્ધ શરબતોની જ ચૂંટણી થવી જોઈએ.

શરબતોના પ્રયોગો આપતાં પહેલાં એમાં વપરાતી વસ્તુઓનો થોડો વિચાર કરી લેવો જોઈએ. શરબત બનાવનારે એ વસ્તુઓનું વિવેચન ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ.

**સાકર** : શરબતની બનાવટમા સાકર એ મુખ્ય વસ્તુ છે. શરબત બનાવનારે ખૂબ સ્વચ્છ સાકર વાપરવી જોઈએ. જો ખાંડ વાપરવી હોય તો ખાંડની ચાસણીને દૂધથી મેલ રહીત કરીને પછી ઉપયોગમાં લેવી. ટૂંકામાં શરબતમાં વપરાતી ખાંડ અથવા સાકર મેલ રહિત સ્વચ્છ હોવી જોઈએ.

**સેકેરીન** : ઘણા લોકો શરબતમાં સેકરીનનો ઉપયોગ કરે છે. એ કેવળ ઓછા ખર્ચની દૃષ્ટિએ જ કરવામાં આવે છે. સેકરિનના શરબતથી કોઈ પ્રકારનો લાભ નથી. એટલે સેકરિનનો ઉપયોગ કદી ન કરવો જોઈએ.

**પાણી** : શરબત બનાવવામાં સ્વચ્છ અને શુદ્ધ જળ હોવું જોઈએ. પાણી જેટલું સ્વચ્છ હશે તેટલું શરબત ટકાઉ બનશે. ગમે તે પ્રકારનું પાણી વાપરવાથી શરબત બગડી જાય છે. શરબતને લાંબો વખત ટકી શકે એવું બનાવવું હોય તો પાણીની સ્વચ્છતા પ્રત્યે ખાસ ધ્યાન આપવું જોઈએ. શરબત બનાવવામાં વરસાદનું ઝીલી લીધેલું પાણી અથવા વરાળયંત્ર દ્વારા કાઢેલું પરિસ્રુત જળ વાપરવું

જોઈએ. હંમેશ કંઈ વરસાદનું પાણી મળી શકતું નથી, એટલે પરિસ્રુત જળ [ડીસ્ટીલ્ડ વોટર] બનાવીને ઉપયોગમાં લેવું જોઇએ. પરિસ્રુત જળ બનાવવાનું યંત્ર જેને 'ભપકું'' કહેવામાં આવે છે, તે ખરીદી લેવું જોઈએ. આ યંત્રની સહાયથી ગુલાબજળ, સુવાનું પાણી, અર્ક વગેરે ઘણું કરી શકાય છે, અને આ યંત્ર ૧૫ થી ૨૦ રૂપિયામાં મળી શકે છે. ખાસ કરીમાં ભરુચમાં બનતા ભપકા યંત્રો સારાં અને ટકાઉ હોય છે. એટલે શરબત બનાવનારે ગમે તેવા પાણીનો ઉપયોગ ન કરતાં પરિસ્રુત જળનો જ ઉપયોગ કરવો જોઇએ.

રંગ : રંગ એ શરબતની શોભા મનાય છે, પણ મારી દષ્ટિએ કોઇપણ રંગનો ઉપયોગ કરવો એ આરોગ્યની દષ્ટિએ હાનિકારક છે. એટલે કુદરતી જે રંગ શરબત બનાવતાં થાય તેજ સરસ છે. સોડા લેમનનો સામાન વહેંચનારાઓને ત્યાં શરબતમાં નાખવામાં આવતા રંગો વેચાતા મળે છે, પરંતુ એનો ઉપયોગ કરવાની કોઈ ખાસ આવશ્યકતા નથી.

## સાચા સરબતોના પ્રયોગો

### ગુલાબનું શરબત

| | |
|---|---|
| સુગંધિત ગુલાબના ફૂલ | ૨ શેર |
| સ્વચ્છ જળ | ૧૬ શેર |
| સ્વચ્છ ખાંડ [ શુદ્ધ કરેલ | ૩૨ શેર |
| ગંધકનો તેજાબ | ૧૦ ટીપાં |

પ્રથમ પાણીમાં ગુલાબના ફૂલોને હળવા તાપે પકાવી લેવાં. જ્યારે ફૂલ સાવ ગળી જાય અને એનું સત્વ પાણીમાં મળી જાય, ત્યારે એને ઠરવા દઈ ગાળી લેવું. પછી એ પાણીમાં શુદ્ધ ખાંડ મેળવીને ચાસણી કરી લેવી. ચાસણીનાં તાર લેવાય એટલે ઉતારી, ઠરવા દઈ ફરીવાર ગાળી લઈ તેમાં ૧૦ ટીપાં ગંધકના તેજાબના

મેળવી દેવાં. ગુલાબનું શુદ્ધ અને ઉત્તમ શરબત તૈયાર થશે. ઊનાળામાં થતી ગભરામણ, મસ્તકવેદના, પિત્તપ્રકોપ વગેરેને શાંત કરી મનને પ્રફુલ્લ બનાવનારું આ શરબત જરાયે નુકશાનકારક નથી.

### દાડમનું શરબત

| | |
|---|---|
| મીઠા અને તાજા દાડમના દાણા | ૨ શેર |
| પરિશ્રુત જળ | ૪ શેર |
| શુદ્ધ કરેલ ખાંડ | ૨ શેર |

દાડમના દાણાને પ્રથમ બશેર પાણીમાં બહુ જ હળવા તાપે પકવવા. દાણાને મસળીને એનો રસ પાણીમાં મેળવી દેવો. પછી થોડું પાણી બળી જાય ત્યારે તેને ગાળી લઈ એક ઠામમાં લઈ લેવું. બાકીના બશેર પાણીમાં શુદ્ધ ખાંડની ચાસણી કરવી. ચાસણી તૈયાર થાય એટલે તેમાં દાડમવાળું પાણી નાખી, ફરીવાર ગરમ કરવું. અંતમાં ઉતારી લઈ, ઠંડુ કરી સ્વચ્છ શીશાઓમાં શરબત ભરી લેવું. આ શરબત હૃદય અને મગજને તાઝગી આપે છે, અને વીર્ય તેમ જ લોહીમાં બળ પૂરે છે.

### દ્રાક્ષનું શરબત

| | |
|---|---|
| દ્રાક્ષનો રસ | ૨ શેર |
| પરિશ્રુત જળ | ૨ શેર |
| શુદ્ધ ખાંડ | ૨ શેર |

પ્રથમ પાણી સાથે ખાંડની ચાસણી કરી લેવી. પછી તેમાં ગાળીને તૈયાર રાખેલો દ્રાક્ષરસ મેળવી દેવો અને ધીમી આંચ પર એનો પાક કરવો. જ્યારે શરબતમાં કંઈક ગાઢપણ આવી જાય ત્યારે ઉતારી, ઠારી, ગાળી લઈ શીશાઓ ભરીને ઠંડી જગ્યાએ રાખી મૂકવા. આ શરબત લોહીવર્ધક અને બળવર્ધક છે. પેટ પણ સાફ લાવે છે.

### સંતરાનું શરબત

| | |
|---|---|
| સારા મોટાં મીઠાં નાગપુરી સંતરા | નંગ ૧૨ |
| ખટમીઠી નારંગી | નંગ ૯ |

| | |
|---|---|
| ખાટાં લીંબુ | નંગ ૨ |
| શુદ્ધ ખાંડ | ૮ શેર |
| પરિશ્રુત જળ | ૪ શેર |

પ્રથમ ત્રણે ફળોને છોલીને એનો રસ બરાબર નીચોવી એક કાચ અથવા માટીના ઠામમાં લઇ લેવો. પછી શુદ્ધ ખાંડની ચાસણી કરી લેવી. ચાસણીમાં ફળોના રસ નાખી ફરીવાર ધીમે તાપે ગરમ કરી શરબત બનાવી લેવું. આ શરબત પાચનક્રિયાને મદદ કરે છે અને હૃદય તથા મગજને તર બનાવે છે.

## લીંબુનું શરબત

| | |
|---|---|
| લીંબુ | નંગ ૫૦ |
| શુદ્ધ ખાંડ | ૬ શેર |
| પરિશ્રુત જળ | ૩ શેર |

ઉપર બતાવેલ સંતરાના શરબત માફક આને બનાવી લેવું.

## બીલીનું શરબત

| | |
|---|---|
| પાકેલાં બીલીફળનો ગર્ભ | ૨ શેર |
| શુદ્ધ ખાંડ | ૪ શેર |
| પરિશ્રુત જળ | ૪ શેર |

પ્રથમ એક વાસણમાં બીલીફળના ગર્ભને ૨ શેર પાણીમાં ધીમો આંચથી અડધા કલાક સુધી પકવવો. બાકીના પાણીમાં ખાંડની ચાસણી જુદા વાસણમાં કરવી. ત્યારપછી બંનેને એકત્ર કરી ધીમા તાપે શરબત બનાવી ગાળી લઈ બાટલીઓ ભરી લેવી. આ શરબત અતિસારમાં તથા પેશાબના દરદોમાં સારું કામ આપે છે. એ સિવાય ઉનાળામાં ઠંડક માટે પણ વાપરી શકાય છે.

## પોપૈયાનું શરબત

| | |
|---|---|
| સારા મીઠાં પાકેલ પોપૈયાનો ગર્ભ | ૨ શેર |
| શુદ્ધ ખાંડ | ૪ શેર |

| | |
|---|---|
| પાણી | ૬ શેર |

પાકલ પોપૈયાનો બી વગરનો ટૂકડા કરેલો ગર્ભ પહેલાં ૪ શેર પાણીમાં પકાવવો. જ્યારે બશેબર પાકી જાય ત્યારે ઠારીને રસ ગાળી લેવો. બાકીના પાણી સાથે શુદ્ધ ખાંડની ચાસણી કરી લેવી. તેમાં પોપૈયાનો તૈયાર કરેલો રસ મેળવી ફરીવાર ધીમા તાપે એ શરબતને ગરમ કરવું. જરા ગાઢ બને એટલે ઉતારી ગાળી લઈ શીશા ભરી લેવા. આ શરબત સ્વાદમાં સરસ અને પાચક છે.

## આમલીનું શરબત

| | |
|---|---|
| ફોતરાં અને બી કાઢેલ પાકેલી આમલી | ૨ શેર |
| શુદ્ધ ખાંડ | ૪ શેર |
| પરિશ્રુત જળ | ૬ શેર |

પ્રથમ આમલીને બશેર પાણીમાં પકાવી ગાળી લઈ, બાકીના પાણીમાં ખાંડની ચાસણી કરી, બંને એકત્ર કરી ફરી ગરમ કરી શરબત બનાવી લેવું. આ શરબતનું ઉનાળામાં એક લહેજતદાર પીણું છે. આ શરબત રુચિ ઉત્પન્ન કરી વમનને પણ અટકાવે છે.

આ પ્રમાણે જુદા જુદા ફળોના એકત્ર રસના શરબતો પણ બનાવી શકાય છે.

## કેવડાનું શરબત

| | |
|---|---|
| કેવડાના ફૂલ | ૨ શેર |
| શુદ્ધ ખાંડ | ૬ શેર |
| પરિશ્રુત જળ | ૧૨ શેર |

કેવડાના ફૂલને બધા પાણીમાં એક રાત પલાળી રાખી સવારે ધીમા તાપે ઉકાળો કરવો. ૬ શેર પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ તેમાં સાકર નાખી શરબતની ચાસણી તૈયાર કરી લેવી. ઠારીને શીશીઓ ભરી લેવી. હૃદયને પ્રસન્ન કરનારું આ શરબત સુગંધમાં પણ મઝા આપે છે.

## કમળનું શરબત

| | |
|---|---|
| કમળના ફૂલ | ૨ શેર |
| શુદ્ધ ખાંડ | ૪ શેર |
| પરિસ્રુત જળ | ૮ શેર |

ઉપરોક્ત વિધિ પ્રમાણે આનું શરબત પણ બનાવી લેવું. આ શરબત મગજની થકાવટ માટે સારું છે.

આ વિધિ પ્રમાણે અન્ય ફૂલોના શરબત બનાવી શકાય છે. ગમે તે જાતના ફૂલોને એક રાત પલાળી ઉપર મુજબ ઉકાળો કરી ચાસણી બનાવી લેવી એટલે શરબત તૈયાર થઈ જશે.

## ઔષધોના શરબત

**ગાવ જબાંનું શરબત** : ગાવ જબાં એ એક યુનાની નામ છે. પંજાબ તરફ આ વનસ્પતિ થાય છે. આના પાન ગાયની જીભ જેવાં હોવાથી એનું નામ ગાવ જબાં રાખવામાં આવ્યું છે. યુનાની વૈદકમાં ગાવ જબાંનું મહત્ત્વ ઘણું છે. દરેક ગાંધીને ત્યાં આ નામથી જ મળી શકે છે.

| | |
|---|---|
| ગુલાબજળ | ૧ શેર |
| ગાવ જબાં | ૨૦ તોલા |
| શુદ્ધ ખાંડ | ૮ શેર |
| પરિસ્રુત જળ | ૧૬ શેર |

સાંજના સમયે ગાવ જબાંને પાણીથી ધોઈ એક પાતળા લૂગડામાં એની પોટલી બાંધી, પાણીમાં આખી રાત પલાળી રાખવી. સવારે ધીમા તાપ પર એનો ઉકાળો કરવો. જ્યારે ચોથા ભાગનું પાણી બળી જાય ત્યારે ઠરવા દઈ, ગાળી લઈ તેમાં શુદ્ધ ખાંડ મેળવી ૧ શેર ગુલાબજળ નાખી શરબતની ચાસણી બનાવી લેવી. આ શરબત હૃદય રોગમાં સરસ કામ કરે છે. તેનું પ્રમાણ ૧ થી ૨ તોલા છે. કેટલીક દવાઓના અનુપાનમાં પણ આ શરબતનો ઉપયોગ થાય છે.

**જુફાનું શરબત** : જૂફા, અંજીર, અજમોદાના મૂળ, સોસનના મૂળ, હંસરાજ, જેઠીમધ અને કાળીદ્રાક્ષ. દરેક એક એક તોલો લઈ જાડો ભૂકો કરી પાંચશેર પાણીમાં ૭ કલાક પલાળી રાખી ધીમા તાપ પર ઉકાળો કરવો. અડધું પાણી બળી જાય એટલે ગાળી લઈ સવાશેર શુદ્ધ ખાંડ નાખી શરબતની ચાસણી કરી લેવી. આ શરબત શ્વાસ, ખાંસી અને કફના વ્યાધિમાં સારું કામ કરે છે.

**બનફશાનું શરબત** : બનફશાની પાંદડી ૧૦ તોલા લઈ બશેર પાણીમાં એક રાત પલાળી રાખી ઉકાળો કરવો. અડધું પાણી બળી જાય એટલે ૧ શેર શુદ્ધ ખાંડ નાખી શરબતની ચાસણી કરી લેવી. આ શરબત સળેખમ, શીરપીડા અને બેચેનીમાં સારું કામ કરે છે.

**ફુદીનાનું શરબત** : દાડમનો રસ ૨૦ તોલા, લીલાફુદીનાનો રસ ૨૦ તોલા અને શુદ્ધ સાકર ૪૦ તોલા. આ રસમાં સાકર મેળવીને શરબતની ચાસણી કરી લેવી. તરસ, ગભરામણ, મંદાગ્નિ વગેરેમાં આ શરબત કામ આપે છે.

### બ્રાહ્મીનું શરબત

| | |
|---|---|
| બ્રાહ્મીના પાન | ૨૦ તોલા |
| કાગદી બદામ | ૨૦ નંગ |
| કાળી દ્રાક્ષ | ૨૦ નંગ |
| શુદ્ધ ખાંડ | ૨ શેર |
| પરિશ્રુત જળ | ૪ શેર |

બ્રાહ્મીના પાન અને દ્રાક્ષને બધા પાણીમાં ૬ કલાક પલાળી રાખવી. બદામને પણ જુદા પાણીમાં પલાળીને ફોતરાં ઉતારી લેવાં. બ્રાહ્મી અને ધરાખવાળાં પાણીનો ધીમા તાપે ઉકાળો કરવો. જ્યારે અડધું પાણી બળી જાય ત્યારે નીચે ઉતારી ઠરવા દઈ ગાળી લેવું.

પછી બદામને ખૂબ બારીક વાટીને ઉપરના ઉકાળામાં છણી લેવી. પછી શુદ્ધ ખાંડ મેળવીને શરબતની ચાસણી કરી લેવી. હંમેશ એક તોલો શરબત દૂધ અથવા પાણી સાથે પીવાથી મગજશક્તિને તાકાત મળે છે. યાદદાસ્ત તીવ્ર થાય છે અને મગજમારીનું કામ કરનારા વર્ગની થકાવટ દૂર થાય છે. વકીલો, પત્રકારો અને વિદ્યાર્થીઓ માટે આ શરબત આશીર્વાદ સમાન છે.

**બાલપૌષ્ટિક શરબત** : કાળીદ્રાક્ષ, ઉન્નાબ, મીંઢીયાવળ, વાવડીંગ, વરિયાળીના મૂળ, અળસી, કાકડાશીંગી, વરિયાળી, ગરમાળાનો ગોળ, અજવાયન, ધોળું જીરું, લીંડીપીંપર, નાગરમોથ, જેઠીમધ, અનિવિષ, શહાજીરું, પિલુડી, સૂંઠ, મીઠોવજ, ખાખરાનાબી, ઇન્દ્રજવ; ફોદીનો, ત્રિફળાં, ગુલાલના ફૂલ, શતાવરી, ચણકબાબ, બનફશા અને ખતમી, આ ૨૮ ચીજો એક એક તોલો લેવી. આ બધી વસ્તુ ગાંધીને ત્યાંથી મળી શકે છે. આ ચીજોને જરા જાડી ખાંડીને રાતે ચાર શેર પાણીમાં પલાળી રાખી, સવારે ઉકાળો કરવો. જ્યારે અડધું પાણી બળી જાય ત્યારે ઉતારીને ગાળી લઈ તેમાં પાંચ શેર શુદ્ધ ખાંડ નાખી શરબતની ચાસણી બનાવી લેવી. આ શરબત નાના બાળકોને એ આની ભારથી અડધા તોલા સુધી અવસ્થા પ્રમાણે દૂધ સાથે સવાર સાંજ આપવાથી દરેક પ્રકારના તાવ, ઉધરસ, ઉલટી, ઝાડા, વગેરે દરદો મટે છે અને બાળક સુદ્રઢ બને છે. બાળકોને બજારૂ શરબતો દેવા કરતાં આ વાપરવું વધારે સારું છે.

## નકલી શરબત

પ્રથમ કહ્યું એ પ્રમાણે નકલી શરબતો ગુણની દષ્ટિએ જરાએ મહત્ત્વના નથી. માત્ર સસ્તાં અને ઓછી મહેનતે તૈયાર થતાં હોવાથી લોકોમાં એની વાપરસ વધારે છે. માત્ર તૃષા છીપાવવા સિવાય ભાગ્યે જ એનામાં બીજો ગુણ હોય છે.

**લીંબુનું શરબત** : સાઈટ્રીક એસિડ ૨ાા તોલા, શુદ્ધ ખાંડ ૮૦ તોલા, પરિશ્રુત જળ પાંચ શેર. પાણીમાં ખાંડની ચાસણી કરી

લાઈ ઠરી ગયા પછી સાઈટ્રીક એસિડ સરસ રીતે મેળવી દેવું.

**સંતરાનું શરબત** : શુદ્ધ ખાંડ ૨ શેર, પાણી પાંચ શેર, ટિંક્ચર ઑફ ઓરેંજ ૧૨॥ તોલા. ઉપરની વિધિ પ્રમાણે ચાસણી કર્યા પછી ટિંક્ચર મેળવી દેવું.

**બનાનાનું શરબત** : ખાંડની ચાસણી ૪ શેર, ટાર્ટરિક એસિડ ૦॥ ્રામ, ઓઈલ ઓફ બનાના ૧ ્રામ–ત્રણેને મેળવી દેવાં.

**દાડમનું શરબત** : શુદ્ધ ખાંડ ૧૦૦ પાઉન્ડ, પાણી ૫૫ પાઉન્ડ, કોકોનિયલ ૬॥ ઔંસ, ટાર્ટરિક એસિડ ૪ ઔંસ, સાઈટ્રીક એસિડ ૩॥ ઔંસ, વેનીલાઈન સુગંધ ૦॥ પાઉન્ડ. પ્રથમ ૪૫ પાઉન્ડ પાણીમાં ખાંડની ચાસણી કરી લેવી. બાકીના ૧૦ પાઉન્ડ જળમાં કોકોનિયલ, ટાર્ટરિક અને સાયટ્રીક મેળવી દેવા. આ મિશ્રણને ચાસણીમાં મેળવીને પુનઃ ગરમ કરવું. શરબત થઈ જાય એટલે તેમાં વેનીલાઈન સુગંધ મેળવીને તાપ પરથી ઉતારી લઈ, ઠારી, ગાળી લઈ શીશા ભરી લેવા.

આ સિવાય સારી ચાસણીમાં યોગ્ય માત્રામાં પાઈનેપલ, ગુલાબ, કેવડો, ખસ, ક્રીમસોડા, વેનીલા વગેરે ગમે તે પ્રકારના એસેન્સો નાખવાથી બજારુ શરબતો બનાવી શકાય છે.

## કેટલીક મહત્વની સૂચનાઓ

શરબત બનાવનારે નીચેની મહત્વની સૂચનાઓ પ્રત્યે ખાસ ધ્યાન રાખવુંઃ—

[૧] સ્વચ્છતા : સ્વચ્છતા વગર શરબતો જલદી બગડી જશે માટે સ્વચ્છતા પ્રત્યે ખાસ ધ્યાન આપવું. એ સિવાય સ્વચ્છતા નૈતિક દૃષ્ટિએ પણ જરૂરી છે.

[૨] શરબત બનાવવા માટે ખાસ કરીને કાચ, માટી અથવા ચિનાઈ માટીના ઠામનો જ ઉપયોગ કરવો. કલઇવાળી કઢાઈ વાપરવી.

[૩] સાકર અને પાણી માટે પ્રથમ જ ભલામણુ કરવામાં આવી છે.

[૪] શરબતનો પાક કરવામાં ખાસ સંભાળ એ રાખવાની છે કે તાપ બહુ જ ધીમો હોવો જોઇએ. ચૂલામાં કોયલા કરતાં લાકડાનો ઉપયોગ કરવો. તેજ તાપ હશે તો બળેલ ખાંડ જેવો સ્વાદ ચાસણીનો થઈ જશે અને રંગ પણ બગડી જશે.

[૫] શરબતના શીશાઓ ભર્યા પછી જ્યારે બુચ મારવાનાં હોય ત્યારે તેમાં બબ્બે તોલા રેકટીફાઈડ સ્પીરીટ નાખવું. એથી શરબત લાંબો સમય ટકી શકશે. બુચ પણ ખૂબ મજબૂત લગાવવાં.

[૬] શરબત બનાવવા માટે ઉપયોગમાં લેવાના વાસણુ કે શીશાઓ સાબુ અથવા ખારથી ખૂબ સ્વચ્છ કરી લેવા જોઇએ.

[૭] શરબતની ચાસણી ગરમ હોય ત્યારે તેમાં સ્વાદ લાવવા સુગંધી વસ્તુઓ ન નાખવી. ચાસણી ઠરી ગયા પછી જ એ મેળવણી કરવી.

[૮] શરબતની તૈયાર શીશીઓ ઠંડી જગાએ રાખવી.

[૯] શરબતોમાં કોઈ પ્રકારના નકલી રંગ ન નાખવા જોઈએ. છતાં સુંદરતા ખાતર ઉપયોગ કરવો હોય તો એ માટેના ખાસ રંગો બજારમાં મળે છે તે જ વાપરવા, પરંતુ ગમે તે પ્રકારના રંગ ગુણની દૃષ્ટિએ ઉપયોગી છે જ નહિ.

# આસવ

આજે અનેક ફાર્મસીઓ અને કેમિકલ કારખાનાઓ તરફથી આસવો તૈયાર થાય છે, અને બજારમાં વહેંચાય છે. આ ધંધો ગૃહ-ઉદ્યોગની દૃષ્ટિએ અને શુદ્ધ સ્વદેશીની દૃષ્ટિએ ઘણો ઉત્તમ છે. કોઈ પણ માણસ સહેલાઈથી આ આસવો બનાવી શકે તેમ છે, અને ઘણા ઓછા ખર્ચે તૈયાર થતા આ શાસ્ત્રીય આસવો આજે સારી કીંમતે લોકોમાં વહેંચાય છે.

આયુર્વેદિક ગ્રંથોમાં સેંકડો આસવ બનાવવાના પ્રયોગો મળી આવે છે. પરંતુ આ સ્થળે તો બજારમાં ચાલુ થયેલા અને છૂટથી વપરાતા આસવોના જ પ્રયોગો રજુ કરીશ.

નીચે બતાવેલા પ્રયોગો પ્રમાણે આસવ તૈયાર કરવામાં આવે તો ઔષધ તરીકે ખૂબ પ્રમાણિકપણે વહેંચી શકાય. આજ ઘણા બનાવનારાઓ ઉત્તેજન લાવવા ખાતર એમાં આલ્કોહોલનું કે એવું માદક પદાર્થનું મિશ્રણ કરે છે. પણ એ પ્રમાણિકતા અને વિશ્વાસનો ખુલ્લો ભંગ છે. પ્રજાને નશામાં નાખવા ખાતર તૈયાર થતો દરેક આસવ પ્રજાને માટે પ્રાણઘાતક છે. અને ઔષધ ખાતર તૈયાર થતા આસવ પ્રાણપોષક છે. માટે જે જે ભાઈબહેન ગૃહઉદ્યોગની દૃષ્ટિએ આ આસવોનું નિર્માણ કરે તેઓ માદક દ્રવ્યોનો ભેળ ન કરે.

## દ્રાક્ષાસવ

[૧] કાળી દ્રાક્ષ શેર ૧૦ લઈ સ્વચ્છ પાણીથી ધોઈ નાખી, ૨ા મણ પાણીમાં નાખી એનો ઉકાળો ધીમા તાપે કરવો. બળતાં બળતાં જ્યારે ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ઠરવા દઈ, ચોળીને બરાબર ગાળી લેવું.

[૨] ઉપરના ગાળેલા પાણીમાં સાકર શેર ૭ા અને ચોખ્ખું મધ શેર ૭ા નાખી એક માટીના ઠામમાં ખમીર આવે ત્યાં સુધી ખુલ્લું રાખી મૂકવું.

[૩] ખમીર આવ્યા પછી તેમાં નીચેની ચીજોનું ચૂર્ણ નાખવું:–

ધાવડીના ફૂલ તોલા ૬૪, ચાણકબાબ, લવિંગ, મરી, પીપર, તજ, એલચી, જાયફળ, નાગકેશર, તમાલપત્ર, રેણુકબીજ, ચવકચિત્રક અને પીપળી મૂળ આ તેર ચીજોને ચાર ચાર તોલા પ્રમાણમાં લઇ ચાયણીથી ચાળી નાખવું. ચૂર્ણ આ ઉપરના મિશ્રણમાં મેળવી દઈ, વાસણનું મોઢું બંધ કરી બે માસ પર્યંત રાખી મૂકી આસવ થવા દેવો. ત્યારપછી ગાળી લઈ સ્વચ્છ શીશાઓ ભરી લેવા.

આ આસવ મંદાગ્નિ, હરસ, ગુલ્મ, કૃમિ, થાક, અરુચિ, ઉદર-રોગ, અનિદ્રા, પાંડુ, ઉરઃક્ષત, સંગ્રહણી, ખાંસી વગેરે દરદોમાં વાપરી શકાય છે. એ સિવાય ભૂખ લગાડી શરીરમાં નવું લોહી અને ચેતન લાવે છે. ના થી ૧ ઔંસ સુધી સમભાગે પાણી સાથે મેળવી લઈ શકાય છે.

## અશોકારિષ્ટ

[૧] અશોક વૃક્ષની છાલ શેર ૧૦ લઈ તેને અધકચરી કૂટી, પાણી મણ ૨ા માં નાખી ધીમા તાપે ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું.

[ ૨ ] ઉપરના પાણીમાં ગોળ તોલા ૪૦૦ મેળવી દેવો.

[ ૩ ] ત્યાર પછી તેમાં ધાવડીના ફૂલ તોલા ૬૪, શાહજીરૂં, મોથ, દારૂ હળદર, હરડેછાલ, બહેડાંછાલ, આમળાં, સૂંઠ, કમળકાકડી, જીરું, અરડુસાની છાલ, સુખડ અને આંબાની ગોટલી: આ બધી ચીજો બબ્બે તોલા લઈ ચૂર્ણ કરી ઉપરના મિશ્રણમાં મેળવી દઈ બે માસ પર્યંત રાખી મૂકવું. ત્યારપછી ગાળીને શીશા ભરી લેવા.

શ્વેત પ્રદર, લાલ પ્રદર, રક્તપિત, હરસ, અરુચિ, પરમીઓ, સોજા, તાવ, મંદાગ્નિ વગેરે બહેનોના ઘણા દરદોમાં ફાયદો આપે છે. એ સિવાય ગર્ભાશયની શુદ્ધિ માટે રામબાણ કામ કરે છે. ૦ાા થી ૧ ઔંસ સુધી ચોખાના ધોણ સાથે અથવા પાણી સાથે દિવસમાં બે વખત લઈ શકાય છે.

## કુમાર્યાસવ

[ ૧ ] પાકેલ કુંવારના લફરાં તોલા ૧૦૨૪ ને એટલાજ પાણીમાં નાખી ધીમા તાપે ઉકાળવાં. જ્યારે ૫૦૦ તોલા પાણી બાકી રહે ત્યારે ઠરવા દઈ ગાળી લેવું.

[ ૨ ] ઉપરના પાણીમાં ગોળ શેર ૧૦ તથા ચોખ્ખું મધ શેર ૬ાા નાખી ખમીર આવે ત્યાંસુધી ખૂલ્લું રાખવું.

[ ૩ ] ખમીર આવ્યા પછી ગાળી લઈ તેમાં ધાવડીના ફૂલ તોલા ૬૪, હરડે છાલ તોલા ૧૦૦, જાયફળ, જાવંત્રી, ચણકબાબ, લવિંગ, ચવક, ચિત્રક, જટામાસી, કાકડાશીંગી, બહેડાંછાલ, પુષ્ટર મૂળ આ બધી ચીજો ચાર ચાર તોલા લઈ ચૂર્ણ કરી એની સાથે લોહભસ્મ તોલા ૨ તથા તામ્રભસ્મ તોલા ૨ મેળવી ઉપરના ગાળેલા મિશ્રણમાં નાખી બરણીઓ ભરી લઈ બે માસ પર્યંત રાખી મૂકી પછી ગાળી લઈ શીશીઓ ભરી લેવી.

સ્ત્રીઓના ઋતુદોષ, રક્તગુલ્મ, શ્વાસ, ખાંસી, ક્ષય, હરસ, ઉદરરોગ, વાતરોગ, મંદાગ્નિ, શૂળ, બરલ, પેટના દરદો વગેરે પર ઉપયોગમાં આવે છે. ૦ાા થી ૧ ઔંસ સુધી સમ ભાગ પાણી સાથે લઈ શકાય.

## વાસાસવ

[ ૧ ] અરડુશીના તાજા પાન તોલા ૨૦૦ લાવી અધકચરાં કરી ૧ મણ પાણીમાં નાખી ઉકાળો કરવો. ૧૨॥ શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું.

[ ૨ ] ઉપરના પાણીમાં ગોળ શેર ૬॥ મેળવવો.

[ ૩ ] એ મિશ્રણમાં ધાવડીના ફૂલ તોલા ૩૨, તમાલપત્ર, તજ, એલચી, નાગકેશર, ચણકબાબ, મરી, વાળો એ બધાં ચાર ચાર તોલા લઈ ચૂર્ણ કરી ઉપરના મિશ્રણમાં મેળવી બે માસ સુધી બરણીઓમાં ભરી રાખવું. પછી ગાળીને શીશા ભરી લેવા.

ઉધરસ, ક્ષય, જીર્ણજ્વર, સોથ, ઉરઃક્ષત વગેરેમાં ૦॥ થી ૧ ઔંસ સુધી સમભાગ પાણી સાથે લેવાથી ફાયદો થાય છે.

## લોહાસવ

લોહભસ્મ તોલા ૪, સૂંઠ, મરી, પીપર, હરડાં, બેડાં, આમળાં, અજમોદ, ચિત્રકછાલ, નાગરમોથ અને વાવડીંગ, એ બધા ચાર ચાર તોલા લઈ ચૂર્ણ કરી બધાને એકજીવ કરી ૧૨॥ શેર પાણીમાં નાખી તેમાં ધાવડીના ફૂલ તોલા ૨૦, ચોખ્ખું મધ તોલા ૧૦૦ અને ગોળ તોલા ૧૦૦ નાખી ખૂબ હલાવી એક બરણીમાં ભરી બે માસ પર્યંત પેક કરી રાખવું. પછી ગાળીને શીશા ભરી લેવા.

પાંડુ, સોજા, ગુલ્મ, ઉદરરોગ, ખાંસી, સંગ્રહણી, હૃદયરોગ, બરલ, અરુચિ, ભગંદર વગેરે દર્દોમાં ૦॥ થી ૧ ઔંસ સુધી સમભાગ પાણી સાથે આપી શકાય છે.

## રક્તશોધકાસવ

[ ૧ ] અનંતમૂળ શેર ૨, ઉશબો, કચનારની છાલ, ચોપચીની એ દરેક એક એક શેર, ભોરીંગણીના મૂળ, મજીઠ, સરસડાની છાલ, ગળો, કરિયાતું, ખડસલીઓ, ગોરખમૂંડી, સરપુંખના મૂળ, બાવળની છાલ, શતાવરી, ઇંદ્રાયણના મૂળ, જવાસાના મૂળ, એ દરેક અડધો

અડધો શેર, ઉપરનાં બધાં દ્રવ્યોને જાડાં ખાંડી તેમાં ૯૬ શેર પાણી નાખી ઉકાળો કરવો. જ્યારે ૧૬ શેર પાણી બાકી રહે ત્યારે તેને ઉતારી, ઠરવા દઈ ગાળી લેવું.

[ ૨ ] એ પાણીમાં ૧૦ શેર સાકર નાખવી અને ખમીર આવે ત્યાં સુધી ખુલ્લું રાખવું.

[ ૩ ] ખમીર આવી ગયા પછી તેમાં નીચેની દવાઓનું ચૂર્ણ મેળવવું.

ત્રિફળાં તોલા ૬, ઉન્નાળ, કડુ, કાથો, દ્રાક્ષ, લીમડાનો કોલ, મેંદીના પાન, ગુલબનફશા, શતાવરી, વજ. આ નવ ચીજો બબ્બે તોલા લેવી. આમળા પાંચ તોલા અને ધોળું તથા લાલ ચંદન દસ દસ તોલા લઈ એના ચૂર્ણને ઉપરના મિશ્રણમાં નાખી બે માસ પર્યંત વાસણને બંધ રાખી મૂકી છાંડવું. ત્યારપછી ગાળીને બાટલા ભરી લેવા.

આ આસવ લોહીવિકાર, કોઢ, ગડગુમડ, વગેરે મટાડીને લોહીને શુદ્ધ કરે છે. મંદાગ્નિની ફરિયાદ પણ દૂર થાય છે. ૦॥ થી ૧ ઔંસ સુધી સમભાગ પાણી સાથે લઈ શકાય છે.

# નેત્રાંજન

જુદા જુદા પ્રકારનાં નેત્રાંજન બનાવવાનો ઉદ્યોગ આપણા દેશમાં પ્રાચીન કાળથી છે. એનો ઉદ્યોગ તરીકે જે લોકોએ સ્વીકાર કર્યો છે તેઓ ખૂબ ધનવાન બન્યા છે. સુરમાઓ બનાવીને વહેંચનારાઓ કદી રોટી માટે ભટકતા નથી. ખાખરાના અર્કની એક સાદી રીતનો લાભ લઈને લોકો હજારો રૂપિયા કમાઈ ગયા છે. એક મણ મૂળમાંથી દોઢ મણ અર્ક કાઢવાની ભયંકર અનીતિ પણ લાભદાઈ નીવડી છે. આ ઉપરથી મારો કહેવાનો આશય એ છે કે આ ઉદ્યોગને પ્રમાણિક-પણે ખીલવવામાં આવે તો લાભ સાથે યશ મળે છે.

વિદેશથી ઘણી જાતના આંખના મલમો આવે છે. જેમાં કેવળ મોરથૂથુ અને બોરીક મિશ્રણ હોય છતાં આકર્ષક દેખાવ, પ્રદ્ધતિસરનું વિવેચન અને કોઈ ડાક્તરનું નામ. એ લોકો આટલું સફાઈદાર આકર્ષણ કરી, બે આનાના બે રૂપિયા પડાવી શકે છે.

નેત્રાંજનની બનાવટ કરવામાં નીચેના ત્રણ પ્રશ્નો દરેકે વિચારી લેવા જોઈએ.

[૧] નેત્રાંજન બનાવવામાં વપરાતી દરેક વસ્તુઓ સ્વચ્છ, શુદ્ધ અને સાચી લેવી જોઈએ. કોઈ પણ દ્રવ્યમાં આંખને નુકશાન કરે

એવી વસ્તુનું મિશ્રણ ન થવું જોઈએ. બનાવતી વખતે કચરો, કસ્તર કે ધૂળ–રજ પણ ન પડવી જોઈએ.

[૨] ઔષધ પાઠના પ્રયોગ પ્રમાણે જ સાચી વસ્તુ વપરાવી જોઈએ. એમાં કશો ફેરફાર થવો ઇષ્ટ નથી.

[૩] એનાં પેકીંગ પાછળ સંપૂર્ણ ચોકખાઈ રાખવી જોઈએ. વધારે પડતા ગુણો બતાવીને લોકોને છેતરવા નહિ. જે ઔષધ જેટલું કાર્ય સાધી શકે તેટલું જ વર્ણવવું જોઈએ. આ માટે એક દાખલો આપું. ખાખરાના અર્કથી આજે કોઈ અપરિચિત નહિ હોય. એનો પ્રથમ પરિચય શ્રી પઢીયારે આપેલ અને ત્યાર પછી સસ્તાસાહિત્ય વર્ધક કાર્યાલયદ્વારા એની વધારે જાહેરાત થઈ. પછી તો એ એક ઉદ્યોગ થઈ પડ્યો. ખાખરાનો અર્ક વહેંચનારા લોકો ખાખરાના અર્કની એટલી બધી જાહેરાત કરે છે, કે જાણે આંખનું એ અમૃત છે. મોતિયા, ફૂલાં, વેલ બધું જાણે મટી જતું હોય એવો એ લોકોએ ઈજારો રાખ્યો હોય છે. ખરી રીતે આજે થોકબંધ વહેંચાતો ખાખરાનો અર્ક સાવ નકામો અને આંખને નુકશાન કારક છે. વહેંચનારાઓ જે ગુણો બતાવે છે તે એમાં હોતા જ નથી. ખાખરાના અર્કની સાચી પદ્ધતિ આગળ આપવામાં આવશે. મારો કહેવાનો હેતુ એ છે કે માત્ર જેટલો ગુણ હોય તેટલું જ વર્ણન પ્રજા સમક્ષ મૂકાવું જોઈએ, તો જ આવા ઉદ્યોગો વિશ્વાસ પ્રતિપાદન કરી શકે.

હવે તમારી સામે નેત્રાંજનના કેટલાક પ્રયોગો રજૂ કરું:—

૧

## સ્વદેશી આશ્ચોતન

કેસર [ સાચું ] તોલો ૦ા, બરાસ તોલો ૦ા, આ બંને ચીજોને પત્થરની મજબૂત ખરલમાં ખૂબ બારીક ઘૂંટવી. પછી તેમાં થોડું

ગુલાબજળ નાખીને ઘૂંટવું. સાવ એક રસ થઈ જાય ત્યારે તેમાં ૧૦ તોલા ગુલાબજળ નાખી, ઘૂંટી એક શીશીમાં ગાળીને ભરી લેવું. ગમે તેવી આંખ ઉઠવા આવી હોય ત્યારે આ દવાના ત્રણ ચાર દિવસ ટીપાં નાખવાથી આરામ થાય છે. નાના બાળકોની આંખમાં પણ નિર્ભય પણે નાખી શકાય છે. વિદેશી આરજીરોલ કરતાં પણ ગુણની દૃષ્ટિએ આ સરસ છે.

૨

## રક્તાંજન

| | |
|---|---|
| સ્વચ્છ કરેલો સુરોખાર | તોલો ૧ |
| ધોળાં મરીનું કપડછીણ ચૂર્ણ | તોલા ૩ |
| સિંદૂર | તોલા ૮ |

આ ત્રણે ય વસ્તુને ખૂબ બારિક વાટી કપડે છણી લઈ શીશીઓ ભરી લેવી.

ગમે તેવી આંખ ઉઠે, આંખ સૂઝે, તાપોડિયાં, ખીલ વગેરેમાં નાના તેમ જ મોટાને સમાન ઉપયોગી છે.

૩

## બબ્બુલાદિ અંજન

બાવળનાં સાફ કરેલાં લીલાં પાન ૧ શેર લઈ, તેનો આઠ શેર સ્વચ્છ પાણીમાં ઉકાળો કરવો. તેમાં પાપડખાર તોલા ૫, સીંધવ તોલા ૫ નાખવું. ઉકાળો બળતાં બળતાં અડધો રહે ત્યારે ઉતારીને ઠારવું, પછી ચોળીને ગાળી લઈ, ફરી ઉકાળવા મૂકવું. લગભગ ૪૦ તોલા ઉકાળો બળી જાય ત્યારે તેમાં ૧ શેર મધ નાખવું. બરોબર ચાસણી થવા દેવી. ચાસણી કાચી ન રહેવી જોઈએ કે કડક પણ ન થવી જોઈએ. પ્રુગ ત વળે એવી ચાસણી થાય એટલે દવા ઉતારી લઈ ફરી વાર ગાળી લઈ શીશીઓ ભરી લેવી.

દર્દ કરતી આંખને બે ત્રણ વાર દવાનું અંજન લગાવવાથી શાંતિ મળે છે. બાળકોને વારે વારે ઉઠી આવતી આંખોમાં આ અંજન આશીર્વાદ સમું છે.

## ૪
## શર્કરાંજન

૮ થી ૧૦ વર્ષની જૂની સાકર તોલા ૧૦, સરગવાની સીંગના બી તોલા ૧૦, બંનેને ખૂબ બારીક વાટી, કપડછીન કરી શીશીઓ ભરી લેવી. આ સુરમો ઝાંખ, તિમિર, ખીલ અને ફુલાને મટાડે છે.

## ૫
## મમીરાંજન

| | |
|---|---|
| શુદ્ધ ભીમસેની બરાસ | ૪ તોલા |
| મમીરો | ૧ તોલો |
| સુરમો ઈસ્પહાની શુદ્ધ કરેલો | ૪૦ તોલા |
| ધોળા મરી | ૦ાા તોલો |
| નિર્મળી | ૧ તોલો |

બધાને ગુલાબજળમાં ૨ દિવસ સુધી ઘૂંટી કપડછીન કરી લઈ શીશીઓ ભરી લેવી. આ અંજન જ્યોતિ વર્ધક છે.

**સુરમો શુદ્ધ કરવાની રીત** : સુરમાને બારીક વાટી ત્રણ દિવસ સુધી સ્વચ્છ પાણીમાં પલાળી રાખવો. પછી પાણી કાઢી નાખી સુરમાને એક દિવસ લીંબુના રસમાં અને બે દિવસ લીમડાના પાનના રસમાં ઘૂંટવો એટલે સુરમો શુદ્ધ થઇ જશે.

## નેત્રામૃત

: ઝીંક ઓકસાઈડ તોલા ૧૨, બોરીક એસિડ તોલા ૨, બરાસ તોલા ૧ બધાને બારીક ઘૂંટી શીશીઓ ભરી લેવી.

ખીલ, રતાશ અને ખોટી ગરમી દૂર કરી આંખને સ્વચ્છ રાખે છે.

## નેત્રરક્ષક સુરમો

બહેડાનામીંજ તોલા ૪, ફુલાવેલ ફટકડી તોલા ૨, સુરોખાર તોલા ૧, મનશીલ તોલા ૨, શંખભસ્મ તોલા ૩, શુદ્ધ કરેલો સુરમો તોલા ૬૦ આ બધાને બારીક ઘૂંટી કપડે ચાળી લેવું.

પછી ૮ તોલા મોરથૂથું લઈ ચાર શેર પાણીમાં ઓગાળવું. ઉપરના મિશ્રણને આ પાણી સાથે ધીમે ધામે ઘૂંટયા કરવું. મોરથૂથાનું પાણી ખલાસ થઈ જાય, એટલે ૪ શેર ગુલાબજળમાં સુરમો ઘુંટવો. લગભગ આ ક્રિયા કરતાં ૨૦ થી ૨૨ દિવસ લાગે છે. સુરમો ઘણો સરસ થાય છે. આંખના તેજને વધારે છે. ઝાંખ, ખીલ, રતાશ, દૃષ્ટિની નબળાઈ વગેરેને અચૂક મટાડે છે.

## નેત્રસુધા

હરડાં, બેડાં અને આમળા આ ત્રણે ફળની છાલ તોલા ૧૦ નો જાડો ભૂકો લેવો. તેમાં નાળીયેરનું પાણી ૮૦ તોલા નાખી એક રાત પલાળી રાખવું. સવારે કલઈવાળા ઠામમાં ધીમા તાપે એનો ઉકાળો કરવો. બળતાં બળતાં ૧૦ તોલા પાણી રહે ત્યારે ઉતારી, ઠરવા દઈ, ગાળી લેવું. પછી ફરીવાર એને ધીમા તાપે ઉકળવા મૂકવું. જાડી કઢી જેવું થાય, ત્યારે ઉતારી લઈ ઠરી જાય એટલે તેમાં શુદ્ધ મધ તોલા ૧૦ અને ભીમસેની બરાસ તોલા ૦। નાખી ખૂબ ઘૂંટી શીશીઓ ભરી લેવી.

આ દવા જાડી અને ચીકણી થશે. સુરમા માફક સોસાની સળીથી આંજી શકાય. આંખનો સોજો, રતાશ, ખીલ, દ્રષ્ટિશક્તિની મંદતા, પરવાળાં, વખતો વખત આંખ ઉઠવી વગેરે દરદો મટીને આંખ સ્વચ્છ થાય છે.

## મહામુક્તાંજન

સાચા મોતીની પિષ્ટિ, કાચલવણ, સાચો અગર, પીપર, મરી, ભીમસેની બરાસ, સિંધાલૂણ, સૂંઠ, ચણકબાબ, કાંસ્યભસ્મ,

નાગભસ્મ, અભ્રકભસ્મ, શુદ્ધમનશિલ, હળદર, શંખનાભી, શુદ્ધ મોરથૂથુ, કુકડીના ઈંડાની છાલ, કેસર, હરડે, બહેડાં, જેઠીમધ, લાજવર્તભસ્મ, ચમેલીના ફૂલ, તુળશીની માંજર, કરંજબીજ, લીમડાની અંતરછાલ, અર્જૂનછાલ, રસવંતી, તામ્રભસ્મ, નાગરમોથ અને ધોળાં મરી બધું સમભાગે લેવું. પ્રથમ ભસ્મો એકત્ર કરવી. ત્યારપછી અન્ય દ્રવ્યોનું કપડછીન ચૂર્ણ કરી બંને મિશ્રણોને એકત્ર ઘૂંટી ફરીવાર કપડછીન કરી શીશીઓ ભરી લેવી. આ સુરમો નેત્રના સર્વ રોગનો નાશ કરે છે અને હંમેશા આંજવાથી દ્રષ્ટિશક્તિ સતેજ રહે છે. સર્વોત્તમ અને ગુણકારક સુરમો છે.

## ધોળો સુરમો

કેલોમલ તોલો ૧, ઝીંકસલ્ફેટ તોલો ૧, બોરીક એસિડ તોલા ૪, ફુલાવેલ ફટકડી તોલો ૧, આ બધાને ખૂબ બારીક વાટી, એક જીવ કરી કપડે છણી લઈ શીશીઓ ભરી લેવી. નેત્રરોગ માટે હિતકારી છે.

## ખાખરાનો અર્ક

ફાગણ માસની આખરમાં ધોળાશ પડતા પાનવાળો રસદાર ખાખરો હોય ત્યાં જઈ મૂળવાળો ભાગ ખોદી, મૂળને ધોઈ સાફ કરી, મૂળમાં છેંકો મૂકી ત્યાં નીચે એક માટલું મૂકવું. માટલામાં માટી કે કચરો ન પડે એ માટે ફરતું પેક કરવું. પછી ઉપર ધૂળ વાળી દઇ ખાખરાના થડ પાસે અગ્નિ પ્રગટાવવો. ત્રણ કલાક અગ્નિ આપવો. બીજે દિવસે ખોદીને માટલું કાઢી લેવું. તેમાં સંચિત થયેલા ઉત્તમ અર્કને ફિલ્ટર કરીને શીશીઓ ભરી લેવી. આ અર્ક સર્વોત્તમ છે. આંખને તેમજ સ્નાયવીક નિર્બળતાને દૂર કરવાની તાકાત આ અર્કમાં છે. આંખની રોશનીને તીવ્ર બનાવી, મોતીયો, ફુલું, વેલ, ડોળ, ઝાંખ વગેરે આંખના દરદો મટાડે છે. એટલું જ નહિ પણ ચશ્માના નંબરો પણ દૂર થઈ જાય છે, પણ તે શુદ્ધ રીતે ખાખરાનો અર્ક તૈયાર કરેલ હોવો જોઈએ.

## દંતમંજન

દાંત સ્વચ્છ રાખવાનો ઉપદેશ કંઈ આધુનિક વિજ્ઞાને શરૂ કરેલો નથી. ભારતિય વિજ્ઞાને દંતધાવનને દૈનિક ક્રમના પ્રથમ કાર્ય તરીકે સ્થાન આપ્યું છે. દંતરોગ માટે આપણા શરીરવિજ્ઞાનને લગતા આર્ષ ગ્રંથોમાં ખૂબ સુંદર વિવેચન કરેલું છે. આજે તો દાંતના દરદો પાછળ પ્રજા સામે એક મોટો ભય ઊભો કરવામાં આવ્યો છે. બે મહિના સુધી તાવ ન ઉતરે એટલે પડાવો દાંત, થોડા દિવસ ઝાડા થઈ જાય એટલે કઢાવો દાંત, માથાનો દુખાવો થાય કે પેટમાં પીડ ઉપડે, ગમે તે દરદ સાથે દાંત પડાવવાની પ્રથાએ આપણા દાંત પર ઘણો અત્યાચાર ગુજાર્યો છે. દાંતના દરદોનું મૂળ કારણ શોધ્યા વગર કેવળ લક્ષણોનો નાશ કરવો એ કંઈ દરદને દૂર કરવાનો ઉપાય નથી. પણ પશ્ચિમની આંધળી સંસ્કૃતિએ તો છેવટે આપણા દાંત પણ પાડી નાખ્યા !

આજે બજારમાં દાંતના રક્ષણના નામે અનેક વિદેશી દવાઓ પડતર કિંમતથી દશ ગણા ભાવે વહેંચાઈ રહી છે. ચાક, કાર્બોલીક એસિડ, સાબુ, ગ્લીસરાઈન, મેન્થોલ કેમ્ફર એવા મિશ્રણોની ટ્યુબો, આજે ઘેર ઘેર વપરાઇ રહેલ છે. રાષ્ટ્રિય ઉદ્યોગની દ્રષ્ટિએ સરસ દંતમંજન બનાવવામાં આવે તો જરૂર એ ઉદ્યોગ ખીલી શકે.

હવે થોડાક દંતમંજન બનાવવાના ઔષધપાઠ આપું.

૧

સૂંઠ, મરી, તજ, લવિંગ, કાથો, મોથ અને હરડે, આ દરેક પાંચ પાંચ તોલા; સોપારીના કોયલા ૧૦ તોલા, ચાક ૪૦ તોલા, કાંટાળા માયા ૬ તોલા, એલચી ૨ તોલા, કપુર ૧ તોલો, આ બધાને બારીક ખાંડી કપડછીન કરી અથવા મેંદાના આંકથી ચાળી ડબીઓ ભરી લેવી.

આ દંતમંજન ગમે તે પ્રકારની ખેરીને નાબુદ કરી દાંત ચોકખા રાખે છે.

૨

તપખીર તોલા ૧૦, ધોળો કાથો તોલો ૧, કાંટાળામાયા તોલા ૨, ચણુકબાબ તોલો ૧, એલચી તોલો ૧ લવંગ બેફૂલાં તોલો ૧, તજ તોલો ૧, હીરાદખણુ તોલો ૧, કપૂર તોલો ૧ બધાને બારીક ખાંડી ચાળી લઇ શીશી ભરી લેવી. દાંતને સ્વચ્છ રાખે છે.

૩

ફુલાવેલી ફટકડી તોલા ૨૦, બોરસલીની છાલનું ચૂર્ણ તોલા ૩૦, પાપડિયો કાથો તોલા ૮૦, સિંધાલૂણ તોલા ૧૦, કપૂર તોલા ૩, બારીક ખાંડી ચાળી લઈ શીશીઓ ભરી લેવી. દાંતને સાફ રાખે છે. દાંતમાં થતી દુર્ગંધ દૂર કરી પાયોરિયાના ભયને મટાડે છે. દાંતના મૂળ પણ મજબૂત કરે છે.

૪

બોરસલીની છાલ તોલા ૩૨, ચાક તોલા ૩૨, સારો કાથો તોલા ૨૦, ચીકણી સોપારી તોલા ૧૦, લવંગ તોલા ૮, કાયફળ છાલ તોલા

૮, એલચી તોલા ૮, પાષાણુ ભેદ તોલા ૫, સોનાગેરૂ તોલા ૫, વાવડીંગ તોલા ૪, તજ તોલા ૪, જીરૂં તોલા ૪, મજીઠ તોલા ૪, માયાફળ તોલા ૪, ફુલાવેલ ફટકડી તોલા ૪, પીપળાની લાખ તોલા ૪, સુંઠ તોલા ૨, મરી તોલા ૨, પીપર તોલા ૨, કઠ તોલો ૧, કુલીંજન તોલો ૧, સમુદ્ર ફીણ તોલા ૫, સાજીખાર તોલા ૨, કપૂર તોલા ૨॥ ગુલાબનું અત્તર તોલો ૦॥.

પ્રથમની ૨૪ ચીજોને સ્વચ્છ લઈ ખાંડી ચાળી લઈ તેમાં સારામાયલા ગુલાબના અત્તરને મેળવી દઈ બાટલીઓ ભરી લેવી.

આ દંતમંજન ઘણું ઉત્તમ અને અસરકારક છે. વીર ઔષધાલયની ખાસ બનાવટ છે. દાંતના દરેક દરદોમાં અચુક લાભ આપે છે અને કોઈપણ વિદેશી ટુથપેસ્ટ કરતાં ગુણમાં ફાયદાવાળું છે.

૫

વજદંતી, અકલકરો, કનેરના મૂળની છાલ, ગુલનાર, નાગરમોથ, ફુલાવેલ ફટકડી, ગુલાબના ફૂલ અને જટામાંસી આ બધી ચીજોને સરખે ભાગે લઈ, ખાંડી, ચાળી શીશીઓ ભરી લેવી. આ દંતમંજન હાલતા દાંતને ખૂબ મજબૂત કરી શકે છે.

૬

બાવળના કોલસા, ચાઈના માટી બંને વીસ વીસ ભાગ, સ્વચ્છ કરેલી ખડી માટી અથવા ચાક ૬૦ ભાગ, લીમડાના સૂકા પાન ૧૦ ભાગ, કપૂર ૩ ભાગ, પીપરમિન્ટ ૩ ભાગ, રોઝમરી ઓઈલ ૧ ભાગ, પીગમેન્ટ ગ્રીન કલર જરૂર પુરતો, રંગ સિવાયની બધી વસ્તુ અલગ અલગ બારીક પીસેલી લઈ પછી મેળવીને પ્રમાણસર રંગ મેળવી દેવો. આ પાવડર જંતુઘ્ન છે. દાંતને સ્વચ્છ રાખે છે.

૭

શુદ્ધ ચાક ૬૦ ભાગ, સાબુનો પાવડર ૨૦ ભાગ, પીપરમિન્ટના ફૂલ ૧ ભાગ, સેકેરીન ૧ ભાગ, બધાને મેળવી ઘૂંટી શીશીઓ ભરી લેવી. ગુલાબી રંગ આપવો હોય તો જરા લાલ કારમાઈન મેળવવો. સુગંધ કરવી હોય તો યોગ્ય પ્રમાણમાં રોઝ જીરેનિયમ મેળવવું. આ પાવડર કંઈક ગળચટો થાય છે, અને દાંતને સાફ રાખે છે.

૮

શુદ્ધ ચાક તોલા ૧૫, સાબુનો બારીક પાવડર તોલા ૫, પીપરમેન્ટના ફૂલ તોલા ૨ અને સારું મધ પ્રમાણસર. પ્રથમ પીપરમેન્ટના ફૂલને મધમાં મેળવી દઈ પછી ચાક અને સાબુ મેળવી દેવો. એટલે ઢીલું દંતમંજન થશે. આમાં કોઈપણ સુગંધ મેળવી શકાય. બજારમાં વેંચાતી ટુથપેસ્ટ લગભગ આવી જ હોય છે. એમાં મધને બદલે ગ્લીસરાઈન હોય છે. મુખ્ય ગુણ દાંત સાફ રાખવાનો છે. આ મિશ્રણ તૈયાર કરીને ટયુબોમાં ભરી લેવું જોઈએ. ટયુબોમાં ભરવા માટે એનું ખાસ મશીન આવે છે.

# રંગ—ચમક

વાર્નિશ અને પેંટનો ઉપયોગ આજકાલનો નથી. મિસર અને ભારતમાં બે હજાર વર્ષ પહેલાંની રંગ—ચમક આજ પણ મોજૂદ છે. આપણા દેશે આ ઉદ્યોગનો વિકાસ ખૂબ સરસ રીતે કર્યો હતો; પરદેશી સત્તાના આગમન પછી જેમ ઘણા ઉદ્યોગો દટાઈ ગયા છે, તેમ આ ઉદ્યોગ પણ ભૂતકાળના સ્વપ્ન જેવો બની રહ્યો છે.

જગતમાં આજે વાર્નિશ અને પેંટનો પ્રચાર ખૂબ થયો છે. લાકડાં, લોખંડ, ધાતુઓ વગેરેની શોભા એની ચમક પર રહે છે. વાર્નિશ બે પ્રકારે બનાવવામાં આવે છે.

[૧] તેલની મેળવણીથી.
[૨] મેથીલેટેડ સ્પીરીટના સંયોગથી.

તેલના મેવળણીથી તૈયાર થતો વાર્નિશ મોટે ભાગે અળસીના તેલ પર, ધૂપગૂંદ [Gum resins], ટરપેન્ટાઈન, બેન્ઝીન વગેરે મેળવીને બનાવવામાં આવે છે.

સ્પીરીટનો વાર્નિશ મેથીલેટેડ સ્પીરીટ અને ચપડી લાખના સંયોગથી થાય છે. આજકાલ સ્પીરીટનો વાર્નિશ વધારે વ્યવહારુ છે. આ પ્રકરણમાં બંને પ્રકારના વાર્નિશની વિધિઓ સમજાવવામાં આવશે.

## તેલથી તૈયાર થતો વાર્નિશ

તેલનો વાર્નિશ તૈયાર કરવામાં બહુ કડાકૂટ નથી હોતી, માત્ર થોડો અનુભવ જોઈએ.

પ્રથમ ધૂપગૂંદને એક ઠામમાં ધીરી આંચ પર પીગળાવવો જોઈએ. સાથોસાથ બીજા એક ઠામમાં જુદી આંચ પર તેલને પણ ઉકાળવું જોઈએ. બંને ગરમ ગરમ હોય ત્યારે મેળવી દઈ ફરી વાર તાપ પર મૂકવાં જોઈએ. જ્યારે ઉકળવા માંડે, ત્યારે તેમાં બેન્જીન તથા અન્ય ચીજો મેળવવી જોઈએ. જ્યારે આ મિશ્રણ ગાઢ થઈને તેમાંથી તાર થવા માંડે, ત્યારે તેને ઉતારી લઈ તેને પાતળું કરવા માટે તેમાં ટરપેન્ટાઈન મેળવવું પડે છે. ટરપેન્ટાઈન મેળવવામાં ખૂબ સાવધ રહેવું જોઈએ, કારણ કે ભડકો થવાનો સંભવ રહે છે. ટરપેન્ટાઈનના પ્રમાણનો આધાર તેલના પ્રમાણ પર રહેલો છે. તેલ વધારે હોય તો ટરપેન્ટાઈન ઓછું જોઈએ, અને તેલ ઓછું હોય તો ટરપેન્ટાઈન વધુ જોઈએ. તેલનો વાર્નિશ કરવાનો મુખ્ય વિધિ આ પ્રમાણે જ છે. હવે એના કેટલાક પ્રયોગો નીચે રજૂ કરું છું.

૧

| | |
|---|---|
| અળસીનું તેલ | ૮ શેર |
| પીસેલો ધૂપગૂંદ | ૧ શેર |
| ટરપેન્ટાઈન | ૦।। શેર |

ઉપર લખી વિધિ પ્રમાણે તૈયાર કરી શકાય.

૨

| | |
|---|---|
| અળસીનું તેલ | ૩૬ ગેલન |
| સ્યુગર ઑફ લૅડ | ૬ પૌંડ |

વિધિ : બંનેને સાથે ઉકાળો. જ્યારે તાર થવા માંડે ત્યારે ઉતારીને ઠંડુ કરી લો.

૩

| | |
|---|---|
| કોપલગૂંદ [Gum copal] | ૧ રતલ |
| અળસીનું તેલ | ૪ રતલ |
| ટરપેન્ટાઈન | ૦II રતલ |

નં. ૧ ના પ્રયોગ પ્રમાણે તૈયાર કરવું. આ વાર્નિશ પીળા રંગનો, ચમકદાર અને કાગળ તથા લાકડાની ચીજો પર લગાવી શકાય એવો બને છે.

## સ્પીરીટથી તૈયાર થતો વાર્નિશ

સ્પીરીટવાર્નિશ બનાવવો ખૂબ સરલ છે. આના માટે માત્ર ચપડી લાખ અથવા કો પ્રકારનો ધૂપગૂંદ, ટરપેન્ટાઈન, આલ્કોહોલ અથવા એસીટોનમાં ધોળવામાં આવે છે. આ પ્રમાણે બનતો વાર્નિશ તુરત સૂકાઈ જાય છે, અને ખૂબ ચમક આપે છે. આ વાર્નિશ બનાવવા માટે એક પીપમાં લાખ અથવા ગૂંદને ધોળવામાં આવે છે. એમાં પ્રમાણસર ટરપેન્ટાઇન અથવા સ્પીરીટ નાખવામાં આવે છે. એને બે કલાક સુધી હલાવાય છે, એટલે વાર્નિશ તૈયાર થાય છે. ટરપેન્ટાઇન અથવા આલ્કોહોલનું પ્રમાણ એ પ્રમાણે છે કે, લાખ અથવા ગૂંદ ત્રણ પૌંડ હોય તો એ એક ગેલન લેવાય છે. ચપડી લાખથી તૈયાર થતો વાર્નિશ ઘણો સારો ગણાય છે. લોકો એને 'ફ્રેંચ પૉલિશ'ના નામે ઓળખે છે. કેટલાક પ્રયોગો નીચે આપું છું:

## ફ્રેંચ પૉલિશ

૧

| | |
|---|---|
| વેનિસ ટરપેન્ટાઇન | ૬ રતલ |
| ઊંચી ચપડી લાખ | ૬૦ રતલ |
| મેથીલેટેડ સ્પીરીટ | ૪૦ ગેલન |

વિધિ : બધાને એક પીપમાં ૭ કલાક પર્યંત નાખી ઉપર

નીચે હલાવવું. આ વાર્નિશ નારંગી રંગનો ખૂબ સરસ બને છે. ટકાઉ, તુરત સૂકાય તેવો અને ચમકદાર થાય છે.

૨

| | |
|---|---|
| ઊંચી ચપડી લાખ | ૧૨૦ રતલ |
| મેથીલેટેડ સ્પીરીટ | ૨૪ ગેલન |
| ઑકઝેલિક એસિડ | ૦॥ રતલ |

વિધિ ઉપર પ્રમાણે.

૩

### ધોળા રંગનો કડક વાર્નિશ

| | |
|---|---|
| ધોળો મનીલા ગૂંદ | ૩ રતલ |
| મેથીલેટેડ સ્પીરીટ | ૧ ગેલન |

વિધિ ઉપર પ્રમાણે. આ વાર્નિશને જરા બ્રાઉન કરવો હોય તો તેમાં જરૂર પૂરતો બિસ્માર્ક બ્રાઉન રંગ મેળવી દેવો.

૪

### ટેબલ ખુરશી માટે વાર્નિશ

| | |
|---|---|
| સેન્ડરેક [Sandarac] | ૧૧૦ ભાગ |
| કૅલોફની | ૭૦ ,, |
| ચપડી લાખ | ૩૫ ,, |
| સ્પીરીટ | ૭૧૫ ,, |

બધાને મેળવી બરણીમાં ભરી લઈ, મોઢું પેક કરી, વારંવાર હલાવતા રહેવું. વાર્નિશ તૈયાર થઇ જશે.

૫

### કાગળ પર ચઢાવવાનો વાર્નિશ

| | |
|---|---|
| સેન્ડરેક | ૫ રતલ |
| જાડું ટરપેન્ટાઇન | ૩ રતલ |
| આલ્કોહોલ | ૧॥ ગેલન |

વિધિ ઉપર પ્રમાણે.

૬

## ફોટોગ્રાફરો માટે 'નેગેટિવ' વાર્નિશ

| | |
|---|---|
| સેન્ડરેક ગૂંદ | ૧૨॥ તોલા |
| રાળ | ૫ તોલા |
| મેથીલેટેડ સ્પીરીટ | ૦॥ ગેલન |

વિધિ ઉપરોક્ત.

૭

## ચામડા પર લગાડવાનો બ્રાઉન વાર્નિશ

| | |
|---|---|
| પીસેલી કીરમજી ચપડી લાખ | ૧૧૨ પૌંડ |
| ટરપેન્ટાઇન | ૨૧ ,, |
| બિસ્માર્ક બ્રાઉન રંગ | ૧ ,, |
| મેથીલેટેડ સ્પીરીટ | ૩૦ ગેલન |

પ્રથમ દર્શાવેલ વિધિ પ્રમાણે.

૮

## ચામડાનો કાળો વાર્નિશ

| | |
|---|---|
| ચપડી લાખ | ૪૮ ભાગ |
| સેન્ડરેક ગૂંદ | ૮ ,, |
| ટરપેન્ટાઇન | ૨૦ ,, |
| શુષ્ક કાજળ | ૪ ,, |
| સ્પીરીટ ઓફ ટરપેન્ટાઇન | ૧૬ ,, |
| આલ્કોહોલ | ૯૬ ,, |

પ્રથમ દર્શાવેલ વિધિ મુજબ.

૯

## બ્લેક બુટ પોલિશ

| | |
|---|---|
| મીણ | ૪ ઔંસ |
| કાર્નોબા વેક્સ | ૧॥ ,, |

| | |
|---|---|
| સીરેસીન | ૦॥ ,, |
| ટરપેન્ટાઈન | ૧૫ ,, |
| પીળો સાબુ | ૧॥ ,, |
| નિગ્રોસિન રંગ | જરૂર મુજબ |
| પાણી | ,, |
| બરગેમાટ ઓઇલ | ,, |

વિધિ : સાબુને પ્રથમ કાતરીને ઉકળતા પાણીમાં એક રસ કરી લેવો. પછી બંને પ્રકારના મીણને એક સાથે ઓગાળીને એક રસ કરી લઈ તેમાં ટરપેન્ટાઇન મેળવી દેવું. પછી નિગ્રોસીન રંગને પણ એ ધોળમાં મેળવીને બધાને સાબુના ધોળ સાથે મેળવી કોઈ લાકડાની ચીજથી ખૂબ ઘૂંટતા રહેવું. જ્યારે મિશ્રણ ઠંડું પડી જાય ત્યારે તેમાં આઠ દશ ટીપાં બરગેમાટ ઓઇલ નાખવાં. અને ડબીઓ ભરી લેવી.

## બ્રાઉન બુટ પૉલિશ

| | |
|---|---|
| પીળું મીણ | ૪ ઔંસ |
| પર્લ એશ | ૪ ડ્રામ |
| પીળો સાબુ | ૧ ,, |
| સ્પીરીટ ઑફ ટરપેન્ટાઈન | ૭ ,, |
| એનીલાઈન ફોસ્ફાઇન રંગ | ૪ ગ્રામ |
| આલ્કોહોલ | ૪ ડ્રામ |
| પાણી | જરૂર પ્રમાણે |

મીણ અને પર્લ એશને એકી સાથે ૩૦ તોલા પાણીમાં ઉકાળીને એક રસ કરી લેવાં. જ્યારે બધું મળીને માખણ જેવું થઈ જાય, ત્યારે તાપ પરથી નીચે ઉતારી તેમાં ટરપેન્ટાઇન મેળવી દેવું. રંગને આલ્કોહોલમાં ધોળીને પછી મેળવી દેવો. પછી ૬૦ તોલા પાણી નાખીને આ મિશ્રણને ખૂબ ઘૂંટવું. પૉલિશ જરા ગાઢ કરવું હોય તો પાણી ઓછું મેળવવું.

# પેટન્ટ દવાઓ

આહાર, વિહાર અને વ્યવહારમાં જેમજેમ સ્ખલન થતું ગયું તેમ તેમ અનેક પ્રકારના દરદો વિશ્વમાં વધતાં ગયાં. દરેક માણસના જન્મ સાથે સ્વાસ્થ્ય જકડાયેલું જ હોય છે, સંપૂર્ણ તંદુરસ્તી વચ્ચે જીવાડવાની જવાબદારી કુદરતે પોતાના હાથમાં રાખેલી છે. પરંતુ આપણે સ્વાસ્થ્યના નિયમોને નેવે મૂકીને વિકૃતિમાં લપટાતા ગયા અને ગુલાબી સ્વાસ્થ્ય આપણાથી દૂર દૂર જવા માંડયું.

છેલ્લા બસો વરસનો સાચો ઈતિહાસ કોઈ તટસ્થ ઈતિહાસકાર લખે તો એ હિંદ માટે એમજ કહે કેઃ– "હિંદની માનસિક, શારીરિક અને આધ્યાત્મિક વિકૃતિનું મૂળ કારણ પરદેશની સત્તાધારી સરકારો છે." વિદેશી સત્તાના આગમન પછી જ આપણા દેશનું તાજગીભર્યું સ્વાસ્થ્ય દૂર ઠેલાયું છે, અને એને સ્થાને દરદોની ભૂતાવળો અને દરદીઓ માટેના ભૂતખાનાઓ ઉભરાયાં છે. આપણા દેશના આયુ પ્રમાણનો ભયંકર ઘસારો શું પરદેશીઓના આગમન પહેલાં હતો ? નહિ. ત્યારે આપણે પુરેપૂરું જીવી શકતા અને આજે ? આજે તો દવાઓ એ

આપણો ખોરાક બની ગયો છે, દાક્તરો એ આપણા આરાધ્ય દેવ થઈ ગયા છે, અને દવાખાનાં એ આપણા ધ્યેયમંદિરો બન્યાં છે !

પરદેશીઓના આગમન પહેલાં આપણા દેશમાં એવી કોઈ દવાઓ નહોતી, કે જે 'પેટન્ટ' હોય ! આજે તો હજારો પ્રકારની પેટન્ટ દવાઓ વિદેશથી અહીં આવી રહી છે, અને આપણા લાખો રૂપિયા એ દવાઓ ઢસડી જાય છે.

માણસ ગમે તેટલો પ્રયત્ન કરે છતાં એ કદી ગઇ કાલને પાછી લાવી શકતો નથી, તેમ આપણે આપણા ભૂતકાળને આજે કદી પાછો લાવી શકીશું નહિ. માત્ર એટલી વ્યવસ્થા કરી શકીએ કે આપણે આર્થિક દ્રષ્ટિએ લૂંટાતી લક્ષ્મીને હાથ રાખી શકીએ.

આ પ્રકરણમાં હું કેટલીક પેટન્ટ દવાઓના પ્રયોગો રજૂ કરીશ. દેશી–વિદેશી બંને પ્રકારના પ્રયોગો આપીશ, કારણ કે આજે કેટલાંક વિદેશી ઔષધો આપણે એટલાં પચાવી લીધાં છે કે હવે એ એકદમ મૂકી દેવાં એ કોઇપણ ઉપાયે શક્ય નથી.

પેટન્ટ દવાઓના ઉદ્યોગને આપણે વિકસાવી શકીએ તો આપણે આપણા ઘણા પૈસાને વિદેશ જતા રોકી શકીએ. માત્ર એ આર્થિક દૃષ્ટિ લક્ષમાં રાખીને જ પેટન્ટ દવાઓને ઉદ્યોગના સ્વરૂપમાં મૂકું છું.

## ચેતવણી

પેટન્ટ દવાઓનો કોઈપણ પ્રયોગ બનાવતી વખતે નીચેની સૂચનાઓ ખાસ ધ્યાનમાં રાખવાની મારી ભલામણ છે.

[૧] પ્રયોગોમાં આવતાં દરેક દ્રવ્યો ખાત્રીવાળાં, શુદ્ધ અને સ્વચ્છ હોવાં જોઈએ. ભળતાં નામે મળતાં દ્રવ્યો નાખવાથી અને ગેરસમજથી દ્રવ્યો વાપરવાથી મોટી હાની થવાનો ભય રહે છે.

[૨] પ્રયોગ બનાવવાનો જે વિધિ સમજાવ્યો હોય તે વિધિ બરાબર સમજીને જ પ્રયોગો કરવા.

[૩] પ્રયોગ બનાવવા માટે જોઈતાં સાધનો એકદમ સ્વચ્છ રાખવાં, કારણ કે આ પ્રયોગો દરદો દૂર કરવા માટેના છે. અસ્વચ્છતાથી ઔષધો નકામા બની જાય છે, દરદો પર ઉલટી અસર કરે છે.

[૪] વધુ સસ્તું બનાવવાના લોભે પ્રયોગોમાં કદી પણ પરિવર્તન કરવું નહિ.

[૫] આમાં જે પ્રયોગો રજૂ કરવામાં આવ્યા છે, તે બધા નિર્વિષ અને કોઈ જાતના ભય વગરના છે. તેમ પ્રયોગોના જે ગુણ દર્શાવવામાં આવ્યા છે તે પણ ખાત્રી કરાયેલા છે, એટલે બનાવનારે એ માટે બેફીકર રહેવું.

હવે તમારી સામે પ્રયોગો રજુ કરું છું:—

## ૧
## વસંતમાલતી

વસંતમાલતી એ લોકોમાં રૂઢ થયેલું નામ છે. એનું સાચું નામ 'સૂવર્ણમાલિની વસંત' છે. ક્ષય માટે, નબળાઇ માટે, પ્રદર અને હૃદયરોગ માટે આજે વસંત માલતીનો પ્રચાર ખૂબ થઈ રહ્યો છે. કેટલાક લેભાગુ વૈદ્યો વસંતમાલતીમાં આવતાં મુખ્ય દ્રવ્યોને બદલે હલકાં અને સાવ સસ્તાં દ્રવ્યો નાખીને વસંતમાલતીના નામે વહેંચે છે, અને લોકોને ઠગે છે. સંપૂર્ણ શુદ્ધ રીતે તૈયાર કરવામાં આવેલ વસંતમાલતી ધાર્યું કામ આપે છે. તમે જો શુદ્ધ રીતે વસંતમાલતી બનાવો તો તમને એ ૬ થી ૭ રૂપિયે તોલો પડશે, અને બજારનાં ચાલુ ભાવથી તમને ઘણો લાભ થશે. વસંતમાલતી બનાવવી એ જરાયે અઘરી નથી.

પ્રથમ બજારમાંથી સારો રૂમી હિંગળો લઈ આવી તેને ખરલમાં બારીક વાટી ૭ દિવસ સુધી લીંબુના રસમાં ઘૂંટી, સૂકવી કપડે ચાળી રાખી મૂકવો. આનું નામ શુદ્ધ હિંગુલ.

સાચાં બસરાઈ મોતી એક કાચના પ્યાલામાં લીંબુના રસમાં બૂડે એવી રીતે ત્રણ દિવસ રાખી મૂકવાં. રોજ તેમાં લીંબુનો તાજો રસ નાખતા જવું. ચોથે દિવસે સ્વચ્છ પાણીથી મોતીને ધોઇ નાખી બહુજ સારા માયલી ખરલમાં ઘૂંટવા અને ગુલાબજળ નાખતા જવું. આમ દસ દિવસ પર્યંત ગુલાબજળમાં ઘૂંટી કપડે ચાળી એક શીશીમાં ભરી લેવાં.

સારા પ્રમાણિક વૈદ્ય પાસેથી જોઈતા પ્રમાણમાં યશદભસ્મ લાવી રાખવી.

ધોળા મરીને બારીક ખાંડી કપડે ચાળી રાખવાં.

આ પ્રમાણેની પ્રાથમિક તૈયારી કર્યા પછી નીચે મુજબ વસંતમાલતી બનાવવી.

| | | |
|---|---|---|
| સોનાનો વરખ | તોલો | ૧ |
| શુદ્ધ હિંગળોક | તોલા | ૩ |
| સાચાં મોતીની પિષ્ટિ | તોલા | ૨ |
| ધોળા મરીનું ચૂર્ણ | તોલા | ૪ |
| યશદભસ્મ | તોલા | ·૮ |

પ્રથમ સોનાનો વરખ અને શુદ્ધ હિંગળોકને ખરલમાં મેળવી લેવા. ત્યારપછી બાકીની ત્રણે ચીજો નાખીને મિશ્રણ કરી લેવું. બધાં દ્રવ્યો સંપૂર્ણ મળી ગયા પછી તેમાં બે તોલા ગાયનું માખણ નાખી એક દિવસ ઘૂંટવું. ત્યારપછી હંમેશ લીંબુનો રસ નાખતા જવું, અને ઘૂંટતા જવું. આ પ્રમાણે ૨૦ દિવસ ઘૂંટી એકવીસમા દિવસે ગુલાબ જળની એક ભાવના આપી ગોળીઓ વાળી લેવી. સુંદરતા કરવી હોય તો ગોળીઓ પર સોનાના વરખ ચડાવી દેવા.

આમાં હિંગળોકને બદલે રસસિંદૂર વાપરવામાં આવે તો વધારે સારું.

હવે આજે લડાઈના ભાવના હિસાબે આ વસંતમાલતી બનાવતા કેટલો ખર્ચ આવે એની સામાન્ય કલ્પના આપી દઉં.

સોનાનો વરખ તોલો ૧ ના રૂ. ૪૬–૦–૦, સારા માયલા મોતી તોલા ૨ ના પિષ્ટિની મજૂરી સાથે રૂ. ૪૦–૦–૦, રસસિંદૂર તોલા ૩ ના રૂ. ૬–૦–૦, મરી તોલા ચારના રૂ. ૦–૮–૦, યશદભસ્મ તોલા ૮ ના રૂ. ૮–૦–૦, માખણ તોલા ૨ ના ૦–૨–૦, બાવીસ દિવસની મજુરીના રૂ. ૧૧–૦–૦, ઉપર ચડાવવાના સોનાના વરખના રૂ. ૫–૦–૦, લીંબુ તથા ગુલાબજળના રૂ. ૨–૦–૦, અને પરચુરણ ખર્ચના રૂ. ૧–૬–૦ આ પ્રમાણે કુલ ૧૨૦) રૂપિયા ખર્ચ આવે; અને લગભગ ૨૦ તોલા વસંતમાલતી તૈયાર થાય. આ ખર્ચમાંથી રસસિંદુરને બદલે હિંગળોક નાખવામાં આવે અને ઉપર વરખ ન ચડાવવામાં આવે તો દસ રૂપિયાનો બચાવ થાય. આ હિસાબ પરથી તમે જોઇ શકયા હશો કે વધુમાં વધુ ખર્ચ કરીએ તો વસંતમાલતી ૬ થી ૭ રૂપિયે એક તોલો પડી શકે. અને તે પણ સંપૂર્ણ સાચી અને ખૂબ ફાયદાકારક તૈયાર થાય. જો આ વસંતમાલતીને ભળતાં દ્રવ્યોથી બનાવવામાં આવે તો વીશ રૂપિયાની વીસ તોલા પડે! અને તે માત્ર લોકોને છેતરવા માટેજ કામ આવી શકે!

આ પ્રમાણે તૈયાર કરેલી વસંતમાલતી દસ રૂપિયે તોલો વેંચવામાં આવે તો પણ સારો નફો રહે. ધંધાની તથા માલની પ્રમાણિકતા જળવાય અને લોકોને સાચી વસ્તુ આપી શકાય.

વસંતમાલતીનું પ્રમાણ ૧ થી ૨ રતી સુધીનું છે. મધ અને પીપર સાથે, દૂધ સાથે, માખણ સાથે અથવા કોઈપણ દવાના મિશ્રણ સાથે કે જીવન સાથે લઈ શકાય.

ગુણ : મગજની નબળાઇ, ધાતુ ક્ષીણતા, ખાંસી, ક્ષય, જીર્ણ જ્વર, હૃદયરોગ, ચક્કર આવવાં, સંગ્રહણી વગેરે દરદોમાં આ દવા

સારું કામ આપે છે. તેમ જ કોઈપણ દરદ પછી આવેલી નબળાઈમાં અથવા ચાલુ નબળાઈમાં આ દવા પૌષ્ટિક છે. આ દવા લેતી વખતે દૂધ–ઘી જેવો ખોરાક હોય તો વધારે સારું.

## હિસ્ટીરિયાહર રસાયન

આજકાલ આપણા દેશમાં બહેનોને હિસ્ટીરિયાનો ભયાનક વ્યાધિ-ઝોડ માફક વળગેલો છે. આ વ્યાધિનો ભોગ બનેલી બહેનો ખૂબ દુ:ખી હોય છે. એમનો સંસાર સાવ નિરસ બની જાય છે, અને આ વ્યાધિને દૂર કરવા માટે ઘણા પૈસા ખરચી બરબાદ થવું પડે છે. અનેક ઊંટવૈદ્યો આ દરદને મટાડવાનો ઈજારો રાખીને લોકોને ધૂતી રહ્યા છે. અને આ દરદની દવા તરીકે અનેક દેશી–વિદેશી પેટન્ટ દવાઓ આજે પ્રચલિત બની છે. નીચે આપવામાં આવેલો પ્રયોગ શ્રી. વીર ઔષધાલયનો વ્યવહારમાં મૂકાયેલો પ્રયોગ છે, અને એ ખૂબ સરસ છે.

| | |
|---|---|
| કુષ્ઠ | અતિવિષ |
| કૌંચબીજ | રાસ્ના |
| જેઠીમધ | ગોખરૂ |
| ઇન્દ્રયવ | શતાવરી |
| અશ્વગંધા | જટામાંસી |
| બ્રાહ્મી | શંખાવલી |

અને ખુરાસાની અજમો

આ તેર વસ્તુઓ સમભાગે લેવી, અને તેને બારીક ખાંડી લઈ કપડે ચાળી લેવી. ત્યાર પછી ઉપરોક્ત ચૂર્ણ ૪૦ તોલા હોય તો તેમાં શુદ્ધ હિંગળોક ૧ તોલો નાખી ખરલમાં ઘૂંટી બરાબર મેળવી દેવું. વસંત માલતીના પ્રયોગમાં હિંગુલને શુદ્ધ કરવાની વિધિ બતાવી છે તે પ્રમાણેનો શુદ્ધ હિંગુલ વાપરવો.

આ દવા ચાર ચાર આની ભાર સવાર સાંજ પાણી સાથે લેવી.

ખોરાકમાં વાત વર્ધક વસ્તુઓ અને કબજિયાત કરે એવી ચીજો ન ખાવી જોઈએ.

આ રસાયન બે માસ પર્યંત નિયમિત લેવામાં આવે તો હિસ્ટીરિયાનું ભયંકર દરદ અવશ્ય મટે છે.

ઉપરના ચૂર્ણના દરેક ઔષધો ગાંધીને ત્યાંથી મળી શકે છે. ઔષધો સાચાં, સડયા વગરના અને તાજાં લેવાં જોઈએ.

માપસરની શીશીઓ ભરીને આ રસાયન વેચી શકાય. આ દવા બનાવવામાં બહુ ખર્ચ નથી આવતું.

## કોલેરા પિલ્સ

| | | | |
|---|---|---|---|
| લાલ મરચાં [બારીક ચૂર્ણ) | ૬ ભાગ: | અફીણ | ૩ ભાગ |
| હિંગ | ૬ ભાગ: | કેસર | ૬ ભાગ |
| કપુર | ૬ ભાગ: | | |

આ પાંચે દવાઓને ફુદીનાના રસમાં બરાબર ઘૂંટી એક એક રતીની ગોળીઓ વાળી લેવી.

૪૦ ગોળીઓની બાટલી ભરીને પ્રમાણિક નફો ચડાવી ભાવ નક્કી કરવો.

કોલેરાના દરદીને દર કલાકે એકથી બબ્બે ગોળી પાણી સાથે આપ્યા કરવી. દરદ મટી જાય એટલે દવા બંધ કરવી.

પેશાબ ખૂલાસાથી ન ઉતરે તો ગરમ પાણીની કોથળી પેડુ પર મૂકવી અથવા પેશાબની જગ્યાએ થોડું કપૂર મૂકવું એટલે પેશાબ છૂટથી થશે. આ પ્રમાણેની સૂચના શીશી સાથે ચોડી દેવી.

## સ્વદેશી મલમ

| | |
|---|---|
| લીંબોળીનું તેલ | તોલા ૨૦ |
| મોરથૂથુ | તોલો ૦॥ |

| | |
|---|---|
| સિંદૂર | તોલા ૬ |
| રાળ | તોલા ૪ |
| મધનું મીણ | તોલા ૪ |

પ્રથમ લીંબોળીના તેલમાં મીણ નાખી ગરમ કરવું. ઉકળે ત્યારે તેમાં બીજી ત્રણે ચીજોનું બારીક ચૂર્ણ નાખી નીચે ઉતારી ખૂબ હલાવવું. ઠરી જાય ત્યારે યોગ્ય માપની ડબીઓ ભરી લેવી.

ફોડા, ફોડકી, ઘાવ, ન રૂઝાતાં ગૂમડાં વગેરે ચર્મરોગ પર આ મલમ સરસ કામ કરે છે.

## પ્રદરાન્તક યોગ

આજે ઘણી બહેનો પ્રદરના મહા વ્યાધિમાં પીડાય છે. પ્રદરનો ભોગ બનેલી બહેનોનું યૌવન અકાળે કરમાય છે. બહેનોના હૃદયમાં આશા ટકતી નથી. યૌવનકાળની ચપળતા ઝાંખી થઈ જાય છે. હાથ, પગ, પીઠ, કમર અને માથાનો દુઃખાવો રહ્યા કરે છે. બાળકો તંદુરસ્ત પેદા થતાં નથી. આમ પ્રદરનો વ્યાધિ દરેક રીતે ભયંકર છે. આ વ્યાધિનો નાશ કરી શકે એવા પ્રમાણિક ઔષધોના યોગ નીચે આપવામાં આવે છે. વ્યવસ્થિત રીતે એ યોગો તૈયાર કરીને ગમે તે યોગ્ય નામ સાથે બજારમાં મૂકી શકાય.

### ૧

| | | | |
|---|---|---|---|
| સાલમ મીશ્રી પંજાદાર | તોલો ૧॥, | ચીકણી સોપારી | તોલો ૧॥ |
| નાની એલચીના બી | તોલો ०॥, | વાસ કપુર | તોલો ०॥ |
| મોચરસ | તોલો ०॥, | બાબરાનો ગૂંદ | તોલો ०॥ |
| રૂમીમસ્તગી | તોલો ०॥, | ગળોસત્વ | તોલો ०॥ |
| ચાંદીના વરખ | તોલો ०।, | કહેરબા | તોલો ०। |
| પ્રવાલ પિષ્ટિ | તોલો ०।, | મોતીની પિષ્ટિ | તોલો ०। |
| દેશી સાકર | તોલા ૧૦, | | |

આ બધી વસ્તુઓને ખાંડીને કપડછીન મિશ્રણ કરી ચાંદીનો વરખ તથા પિષ્ટિ મેળવવા. આ દવા સહજ કિંમતી છે પણ ખૂબ ગુણકારી છે. યોગ્ય માપની શીશીઓમાં પેકીંગ કરી બજારમાં મૂકાય.

**પ્રમાણ**: સવાર સાંજ દૂધ સાથે ચાર ચાર આના ભાર લેવાય. ઉષ્ણ અને વાયડા પદાર્થો ન ખવાય.

ગુણ: સ્ત્રીઓને થતા દરેક પ્રકારના પ્રદરને જડ મૂળથી દૂર કરી શક્તિ વધારે છે, અને યોનિના દોષને પણ નિવારે છે.

૨

નીચેનો યોગ ઓછો ખરચાળ છે. જરા લાંબો સમય લેવાથી ફાયદો ચોક્કસ થાય છે.

| | |
|---|---|
| દમ્બુલઅખવૈન | ૧ ભાગ |
| નાની એલચીના બી | ૧ ભાગ |
| ધાણા | ૨ ભાગ |
| સંગજરાહત | ૨ ભાગ |
| શતાવરી | ૪ ભાગ |

આ બધી વસ્તુઓને બારીક કૂટી કપડ છીન કરી લઈ યોગ્ય માપની શીશીઓ ભરી લેવી. આ યુનાની પ્રયોગ છે. સસ્તો છે.

સવાર સાંજ ચાર ચાર આની ભાર દવા સાકરવાળા દૂધ સાથે લેવી. પ્રદર જડમૂળથી મટે છે અને શક્તિ પણ વધે છે.

૩

પ્રદર માટે નીચેની ગોળીઓ ખૂબ લાભ આપનારી અને સરસ છે.

બાવળનાં ફૂલ, ભગવા જાસુદના સૂકાં ફૂલ, ફુલાવેલી ફટકડી, માજુ ફળ, આસોપાલવની અંતરછાલ, લજામણીના સૂકાં પાન,

જાંબુના સૂકા ઠળીયા, દારૂ હળદર, રસવંતી, ઉત્તમ લોહભસ્મ, સૂવર્ણ માક્ષિક ભસ્મ, દરેક તોલા બબ્બે અને જંગલી કબૂતરની હગાર તોલા પાંચનું પ્રમાણ લેવું.

ભસ્મો સિવાયની બીજી બધી વસ્તુઓને ખાંડી કપડછાન કરી પછી તેમાં ભસ્મો મેળવી દેવી. ત્યાર પછી એ મિશ્રણમાં ગળોનું ઘન તોલા ૬ નાખી, શતાવરીના રસની અથવા કવાથની એક ભાવના આપી ચણી બોર જેવડી ગોળીઓ બનાવી લેવી.

**પ્રમાણ** : ૧ થી ૨ ગોળી દિવસમાં બે થી ત્રણ વખત.

**અનુપાન**: ચોખાનું ધોણ તોલો ૧, તાંદલજાના મૂળનો રસ તોલો ૧ અને સાકર તોલો ૦॥ મેળવી એની સાથે ગોળીઓ લેવી.

**ગુણ** : તત્કાળ ફાયદો કરે છે અને ગમે તે પ્રકારનો પ્રદર મટાડે છે.

પ્રદર માટેના આ ત્રણ પ્રયોગો અનુભૂત છે અને લાભ આપનારા છે.

## સ્વદેશી પેઈન કીલર

| | |
|---|---|
| લીંબુનો રસ | શેર ૧ |
| આદુનો રસ | શેર ૦॥ |
| સિંધવ | તોલો ૧ |
| હીંગ | તોલો ૦। |
| સંચલ | તોલો ૧ |
| સાકર | શેર ૧ |

બધી વસ્તુઓને એકત્ર કરીને ઉકાળવી. ત્રણ ઉભરા આવે ત્યારે ઉતારી લઈ જરા ઠારી સ્ટોપર બાટલામાં ભરી લઈ બે દિવસ આ ઔષધને રહેવા દેવું. જ્યારે બધો ડોળ નીચે બેસી જાય ત્યારે ઉપરનું પાતળું પાણી નીતારી લેવું અને નીચેનો કચરો ફેંકી દેવો.

**પ્રમાણ :** ૧ થી ૨ ચમચી પાણી સાથે.

**ગુણ :** અજીર્ણ, મરડો, વાયુ, પિત્ત, અતિસાર, મંદાગ્નિ વગેરે મટે છે. ઝાડા બંધ કરવા માટે આમાં જરા કપૂર ભેળવવું.

## તાકાતની ગોળી

[ ટોનિક પિલ્સ ]

આજકાલ બજારમાં તાકાતની દવાના નામે અનેક લોકો ઠગાય છે. સાચી વસ્તુ મળતી નથી. પૈસા બરબાદ થાય છે અને તાકાતને બદલે વિષ, વિકાર અથવા બીજાં દરદો ઊભાં થાય છે. તાકાતની દવા હંમેશા એવી હોવી જોઈએ કે જેના સેવનથી કોઈ પ્રકારની વિકૃતિ ન થતાં સાચું બળ અને યૌવન મળે.

લેભાગુ વૈદ્ય–દાક્તરો જાહેર ખબરના આધારે આજે મોટી લૂંટ ચલાવી રહ્યા છે. માણસોની અજ્ઞાનતાનો ખોટો લાભ લઈ રહ્યા છે. એમ તાકાત કાંઈ રસ્તામાં નથી પડી. એને માટે તો અખંડ શ્રમ કરવો જોઈએ. તાકાતની સાચી દવાના ત્રણ પ્રયોગો અત્રે આપું છું. આ પ્રયોગો શાસ્ત્રીય પદ્ધતિથી યોજેલા છે અને એમા દર્શાવેલા ગુણો પ્રમાણે કામ આપી શકે છે. આ ત્રણમાનો કોઈ પણ એક પ્રયોગ વ્યવસ્થિત રીતે તૈયાર કરીને આજકાલની લેભાગુ દવાઓ સામે બરાબર મૂકી શકાય.

૧

| | |
|---|---|
| શુદ્ધ હિંગુલ | તોલા ૨ |
| અંબર સાચું | તોલા ૧૦ |
| લીંડી પીપર | તોલો ૧ |
| સાલમ મીશ્રી | તોલો ૧ |
| કસ્તુરી | તોલો ૧ |
| ધોળાં મરી | તોલો ૧ |
| એલચીના બી | તોલો ૧ |

| | |
|---|---|
| બરાસ | તોલો ૧ |
| જાયફળ | તોલો ૧ |
| ઈસ્પંદ | તોલો ૧ |
| તાલમૂલી | તોલો ૧ |
| કેસર અસલી | તોલો ૧ |
| સૂંઠ | તોલો ૧ |
| લવિંગ | તોલો ૧ |
| જાવંત્રી | તોલો ૧ |
| સમુદ્રશોષ | તોલો ૧ |
| ધોળી મુસલી | તોલો ૧ |
| શુદ્ધ ઝેરકોચલાં | તોલા ૨ |
| લોહભસ્મ | તોલા ૨ |
| બંગભસ્મ | તોલા ૨ |
| શિલાજિત | તોલા ૫ |

ઉપર દર્શાવેલાં પ્રત્યેક દ્રવ્યોના જુદા જુદા વસ્ત્રગાળ ચૂર્ણને ઉપરના માપથી લઈ એક દિવસ ખરલમાં મેળવીને ઘૂંટવા. ત્યાર પછી ત્રણ દિવસ આદુના રસની અને ત્રણ દિવસ નાગર વેલના પાનના રસની ભાવનાઓ આપવી. ત્યારપછી ગોળી વળે એવું થાય ત્યારે બબ્બે રતીની ગોળીઓ વાળી લઈ ઉપર સોનાના વરખ ચડાવી દેવા.

**પ્રમાણ** : ૧ થી ૨ ગોળી સવાર સાંજ કઢેલા દૂધ સાથે લેવી.

ગુણ : આ ગોળીના સેવનથી શક્તિ; સ્ફૂર્તિ, બળ અને રક્તની વૃદ્ધિ થાય છે. પાચન શક્તિ સતેજ બને છે. સ્નાયવિક નિર્બળતા પણ દૂર થાય છે.

૨

| | | | |
|---|---|---|---|
| ચંદ્રોદય | તોલો ૧, | કેસર | તોલો ૧ |
| કસ્તુરી | તોલો ૦।, | લવંગ | તોલો ૦॥ |

| | | | |
|---|---|---|---|
| જાયફળ | તોલો ०॥, | જાવંત્રી | તોલો ०॥ |
| સમુદ્રશોષના બી | તોલો ०॥, | અક્કલકરો | તોલો ०॥ |

ગળોસત્વ તોલો ૧।

ચંદ્રોદય, કસ્તુરી અને કેસર સિવાયના દરેક ઔષધો વસ્ત્રગાળ હોવાં જોઈએ.

પ્રથમ ચંદ્રોદયને ખરલમાં ૬ કલાક સુધી ઘૂંટવો. ત્યારપછી કેસર અને કસ્તુરી મેળવીને ઘૂંટવાં. ત્યારપછી નાગરવેલના પાનના રસમાં ત્રણ દિવસ ખરલમાં લઢવી અને પછી એક એક રતીની ગોળીઓ વાળી લેવી.

પ્રમાણ : એકથી બે ગોળી સવાર સાંજ દૂધ સાથે લેવી.

ગુણ : સ્વપ્નદોષ, નસોની કમજોરી, દરેક પ્રકારની નબળાઈ, જ્ઞાનતંતુઓની નબળાઈ, બિમારી પછીની નબળાઈ, મંદાગ્નિ, અરુચિ વગેરે મટાડે છે, અને સાચી ભૂખ જાગૃત કરી શરીરમાં નવું બળ ઉત્પન્ન કરે છે.

૩

| | | | |
|---|---|---|---|
| શકાકુલ મુસળી | તોલા ૨ | એલચી | તોલા ૨ |
| સાલમ મુસળી | ,, ૨ | શતાવરી | ,, ૨ |
| સેમર મુસળી | ,, ૨ | કમરકસ | ,, ૨ |
| બહમન સુર્ખ | ,, ૨ | શ્વેતજીરું | ,, ૨ |
| બહમન સફેદ | ,, ૨ | વંશલોચન | ,, ૨ |
| કૌંચના દાણા | ,, ૨ | સૂર્યતાપી શિલાજિત | ,, ૨ |
| બંગ ભસ્મ | ,, ૧ | પ્રવાલ ભસ્મ | ,, ૧ |

ચાંદીના વરખ નંગ ૫૦

પહેલા કાષ્ટ ઔષધીઓનું વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી લઈ, ત્યાર

પછી તેમાં બંને ભસ્મો અને ચાંદીના વરખ મેળવી દેવાથી ઔષધ તૈયાર થાય છે.

**પ્રમાણ** : સવાર સાંજ ચાર ચાર આની ભાર ચૂર્ણ એક એક તોલા માખણ સાથે ચાટી ઉપર દૂધ પીવું.

ગુણ : દરેક પ્રકારની વીર્ય સંબંધી ફરિયાદો, વીર્યની ક્ષીણતા, નપુંસકતા અને નબળાઈમાં આ ચૂર્ણ રામબાણ કામ કરે છે.

દરેક વર્ગને પોષાઈ શકે એવી આ દવા ખૂબ સરસ અને ફળદાયક છે.

ઉપર દર્શાવેલા ત્રણે પ્રયોગોમાં દૂધ, ઘી અને પૌષ્ટિક પદાર્થોનું સેવન કરવું જોઈએ.

## સ્વદેશી ટીંક્ચર

| | | | |
|---|---|---|---|
| ચૂનો | ૧ ભાગ | રસૌત | ૧ ભાગ |
| હળદર | ૨ ભાગ | મેથીલેટેડ સ્પીરીટ | ૬૦ ભાગ |

પ્રથમની ત્રણ વસ્તુઓને બારીક પીસી લઈ થોડા સ્પીરીટમાં ઘૂંટયા બાદ બધા સ્પીરીટમાં મેળવી દેવી.

પછાટ, દર્દ, સોજા વગેરેમાં ટીંકચર આયોડીન માફક ઉપયોગ કરી શકાય.

## સ્વદેશી બોરિક એસિડ

શંખજીરાના પત્થરને લીમડાના પાનના સ્વરસમાં પત્થરના ખરલ-બત્તાથી ઘૂંટી છાયામાં એ ચૂર્ણ સૂકવી લેવું. ત્યારપછી એને સારી શીશીઓમાં ભરી લેવું.

બોરિક એસિડ માફક આનો વ્યવહાર કરી શકાય. આંખમાં પીડા, સુજ ન હોય, ચોટ વાગી હોય, શરીરમાં કોઈ પણ સ્થળે ઘાવ થયો હોય, ફોડકી થઈ હોય, વગેરે ચર્મ રોગોમાં આ સ્વદેશી બોરિકનો ઉપયોગ કરી શકાય.

## ઝાડાની ગોળીઓ

કપૂર, જાયફળ, લવિંગ, અતિવિષ, અંદરજવ, મોથ, મોચરસ, બીલીનો ગરભ, ઘસેલું શ્વેતચંદન, શુદ્ધ હિંગુલ. આ દશ ચીજો સમભાગે લેવી. પ્રથમની નવ ચીજોના વસ્ત્રગાળ ચૂર્ણ જ લેવાં જોઈએ.

પ્રથમ શુદ્ધ હિંગુલને ખરલમાં ઘૂંટી તેમાં ધીરે ધીરે ઉપરોક્ત નવ વસ્તુઓના ચૂર્ણને મેળવી દેવું. ત્યારપછી ખસખસના ડોડવાના ઉકાળાની ત્રણ ભાવના આપી એક એક રતીની ગોળીઓ વાળી લેવી.

**પ્રમાણ** : ૧ થી ૨ ગોળી દર ચાર કલાકે પાણી સાથે લેવી.

ગુણ : અજીર્ણના ઝાડા, લોહીના ઝાડા, મરડો, અપચો તથા કોઇ પણ પ્રકારના ઝાડામાં આપી શકાય.

## શોધેલી હરડે

શોધેલી હરડેના નામના ઘણા ડબ્બાઓ બજારમાં વેચાય છે. ખાવામાં સ્વાદિષ્ટ અને પેટના દરદો દૂર કરે છે.

| | |
|---|---|
| હરડેનું ચૂર્ણ | ૩૬ ભાગ |
| સૂંઠ | ૨ ભાગ |
| મરી | ૨ ભાગ |
| લીંડી પીપર | ૨ ભાગ |
| સાંભર નમક | ૬ ભાગ |
| સિંધાલૂણ | ૧૨ ભાગ |
| લીંબુનું સત્વ | ૧૦ ભાગ |

આ બધાના બારીક ચૂર્ણને પાણીમાં ઘંટી હરડે જેવા આકારની નાની ગોળીઓ વાળી લઈ સૂકવી ડબા ભરી લેવા.

ગુણ : ખોરાક પચાવે છે, અને સ્વાદિષ્ટ છે.

**પ્રમાણ** : ગમે ત્યારે બે ચાર ખાઈ શકાય.

# અમીરી યાકુતી

યાકુતીઓના નામે આજે ખૂબ લૂંટ ચાલી રહી છે. પરંતુ સાચી યાકુતી બનાવવી જરા મુશ્કેલ છે. કારણ કે યાકુતીનો અર્થ કૌવત આપનારી દવા થાય છે. કૌવત આપનારી દવા જો સાચી ન હોય તો એનો કોઇ અર્થ નથી. ગમે તે ઉગ્ર ઔષધો મેળવીને યાકુતી બનાવવી એ લોકોના જીવનમાં ખોટો નશો ઉત્પન્ન કરવા સમાન છે. તેમ અળસિયાં, ગોરોચન, ગોકળગાય કે બીજાં એવાં હીંસક દ્રવ્યો વાપરવાં એ પણ ઇષ્ટ નથી. નીચે જે પ્રયોગ આપવામાં આવે છે, તે ખૂબ કીંમતી છે, પરંતુ ગુણની દ્રષ્ટિએ અને કોઇ પણ વિદેશી ઔષધ કરતાં ખૂબ બળવાન છે. ધનિક માણસો શરીરમાં સાચી વસ્તુ નાખવા ખાતર આ પ્રયોગ તૈયાર કરે એ આશાએ આ ગ્રંથમાં આ પ્રયોગ આપવામાં આવે છે.

સાચા માણેક, બસરાઈ મોતી,
સાચા પન્ના, સાચો કેરબો,
અને ઉત્તમ પ્રવાલ.

આ પાંચેય વસ્તુઓ એક એક તોલો લેવી.

પ્રથમ ઉપરની પાંચેય વસ્તુઓને કસોટીની ખરલમાં ૨૧ દિવસ પર્યંત શુદ્ધ ગુલાબજળમાં ઘૂંટવી. આંખમાં આંજવાના સુરમા જેવી મુલાયમ પિષ્ટિ થવી જોઇએ. આ પિષ્ટિને એક શીશીમાં ભરી રાખવી.

ત્યારપછી—

| | | | |
|---|---|---|---|
| સાચો અગર | તોલા ૨, | જાયફળ | તોલા ૨ |
| જાવંત્રી | ,, ૨, | લવિંગ | ,, ૨ |
| એલચી | ,, ૩, | તજ | ,, ૨ |
| પીપર | ,, ૩, | સૂંઠ | ,, ૩ |
| પીપરી મૂળ | ,, ૧, | દરૂને અક્કર બી | ,, ૨ |

| | | | |
|---|---|---|---|
| બમન સફેદ | તોલા ૧, | બમન | તોલા ૧ |
| ધોળી મુસળી | ,, ૨, | કવચાં | ,, ૧ |
| અબરેશમ | ,, ૧, | | |

આ પંદર વસ્તુઓનું બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરીને એક પાત્રમાં રાખી મૂકવું. અને—

| | | | |
|---|---|---|---|
| રસસિંદૂર | તોલા ૩, | કસ્તુરી | તોલો ૧ |
| સોનાના વરખ | તોલો ૧, | અંબર | તોલો ૧ |
| કેસર | તોલા ૨, | | |

પ્રથમ રસસિંદૂરને એક દિવસ પર્યંત ખરલમાં ઘૂંટવો. ત્યારપછી તેમાં સોનાના વરખ મેળવવા, ત્યારપછી કસ્તુરી, અંબર અને કેસરને મેળવી દેવાં. આ પાંચેય દ્રવ્યો બરાબર એકજીવ મળી જવાં જોઈએ. લગભગ ત્રણ દિવસ સુધી ઘૂંટવાનું હોય છે.

ઉપરનું મિશ્રણ મળી ગયા પછી તેમાં માણેક આદિની તૈયાર કરેલી પિષ્ટિ મેળવી દેવી. ત્યારપછી તેમાં કાષ્ટાદિ ઔષધોનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવી દેવું.

આ પ્રમાણે બધું મળી ગયા પછી તેમાં યોગ્ય પ્રમાણમાં મધ નાખી એક એક રતી વજનની ગોળીઓ બનાવી સોનાના વરખ ચડાવી દેવા. ગોળીઓ છાયાશુષ્ક કરીને એક સારી સ્ટોપર બાટલીમાં ભરી લેવી. અથવા ચાળીસ ચાળીસ ગોળીઓની સુંદર શીશીઓ પેક કરી લેવી.

**ઉપયોગ :** સવારસાંજ એક એક ગોળી મધ સાથે ચાટી ઉપર એલચી સાકરવાળું દૂધ ઓછામાં ઓછું ૪૦ તોલા પી જવું.

ગુણ : આ યાકુતી શરીરને લાલ ચણોઠી જેવું બનાવે છે, સ્નાયવિક નિર્બળતા દૂર કરી વીર્યની વૃદ્ધિ કરે છે, ક્ષય જેવા ભયંકર દરદમાં આ ગોળી તાકાત પૂરે છે, અને દરેક પ્રકારની નબળાઈ સામે

આ ગોળી અજેય છે. શ્વાસ, દમ જેવા દરદો તો સાવ નાબુદ થઈ જાય છે.

આ અમૂલ્ય યોગ શ્રી વીર ઔષધાલય તરફથી મળેલો છે.

લગભગ ત્રણસો રૂપિયાના ખર્ચમાં આ દવા તૈયાર થાય છે. અને ૫૦ થી ૫૫ તોલા માલ તૈયાર થઈ શકે છે. એ દૃષ્ટિએ વિચારવામાં આવે તો ૬ રૂપિયે એક તોલો આ દવા પડે, એ કંઈ બહુ મોંઘી ન કહેવાય, અને ઉપયોગી ઘણી છે.

## જીવનવટી

પ્રથમ રસસિંદૂર તોલા ૨ ને ખરલમાં ખૂબ ઘૂંટી તેમાં ઉત્તમ લોહભસ્મ તોલા ૨ મેળવી દેવી. ત્યારપછી નીચેની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવવું.

| | | | |
|---|---|---|---|
| શુદ્ધ ઝેરકોચલાં | તોલા ૨ | સૂંઠ | તોલો ૧ |
| મરી | તોલો ૧ | પીપર | તોલો ૧ |

બધાને ત્રણ કલાક સાથે લઢી તેમાં આદુનો રસ પ્રમાણસર મેળવી ગોળીયો વળે તેવું થાય ત્યારે બબે રતીભારની ગોળીઓ વાળી લેવી, અને ઉપર ચાંદીના વરખ ચડાવી દેવા.

**પ્રમાણ** : સવારસાંજ દૂધ સાથે એક એક ગોળી લેવી.

**ગુણ** : વીર્ય, બળ અને લોહી વધારે છે. મગજની નબળાઇ, શરીરની નબળાઈ, મંદાગ્નિ વગેરે દૂર કરી સાચી ભૂખ લગાડે છે અને ઝાડો પણ સાફ લાવે છે.

## મુખરંજન

| | | | |
|---|---|---|---|
| જેઠીમધનો શીરો | તોલા ૧૦, | એલચીના બી | તોલા ૮ |
| તજ | તોલા ૨, | લવંગ | તોલા ૨ |
| કાથો | તોલા ૨, | કેસર | તોલો ૦। |

| | | | |
|---|---|---|---|
| સાકર | તોલા ૫, | અકલકરો | તોલા ૨ |
| કપૂર | તોલો ૧, | ઈલિમેટના ફૂલ | તોલો ૧ |

બધા દ્રવ્યોને ખરલમાં બારીક વાટી ગુલાબજળમાં ઘૂંટી મગ જેવડી ગોળીઓ વાળી લેવી.

મોઢાની દુર્ગંધ દૂર કરવા માટે, મોળ, ઉલટી, અરુચિ વગેરે મટાડવા માટે તેમ જ પાનના સ્વાદ માટે સારું કામ કરે છે.

## મલેરિયાવટી

કવીનાઈનના ઉપયોગથી મલેરિયા મટે છે તે ખરું, પરંતુ અન્ય વ્યાધિઓ રહી જાય છે. કવીનાઈન જેવું જ કામ આપે છતાં કોઈ દોષ ન હોય એવી એક સુંદર બનાવટ નીચે આપવામાં આવે છે.

સાત્વીનની તાજી છાલ ૧૦ શેર લાવીને તેને જાડા ભૂકા જેવી કૂટી કાઢવી. એક મોટી કડાઈમાં બે મણ પાણી નાખી તેમાં સાત્વીનની છાલનો ભૂકો નાખી ધીમા તાપ પર ઉકાળવું. બળતાં બળતાં જ્યારે દસ શેર પાણી રહે ત્યારે ઉતારી લેવું પછી એક બીજા ઠામમાં ગાળી લઈ ફરી એ ગાળેલા પાણીને તાપ પર મૂકવું. બળતાં બળતાં જ્યારે ઘન જેવું થાય ત્યારે નીચે ઉતારી લેવું.

ઉપર પ્રમાણે બનાવેલા સાત્વીનના ૨ શેર ઘનસત્વમાં નીચેની ચીજોનો બારીક પાવડર મેળવવો.

| | | | |
|---|---|---|---|
| અતિવિષ | તોલા ૧૦, | કાળાં મરી | તોલા ૫ |
| ફુલાવેલી ફટકડી | તોલા ૨, | ગૌદન્તીભસ્મ | તોલા ૫ |

આ વસ્તુઓને ઘનમાં મેળવી દઈ ચણા જેવડી ગોળીઓ વાળી લેવી.

**પ્રમાણ** : બબ્બે ગોળીઓ દર ત્રણ ત્રણ કલાકે પાણી સાથે લેવી.

ગુણ : મલેરિયાને બરોબર મટાડે છે.

## ઉધરસની ગોળી

જવખાર, કાળા મરી, અકલકરો, કુષ્ઠ, બહેડાની છાલ, શ્વેત-ચંદન, લીંડી પીપર, બાવળનો ગૂંદ, પીસ્તાનાં ફૂલ અને કાયફળની છાલઃ આ દસ ઔષધો એક એક તોલો લેવાં. લવિંગ અને કાકડા-શીંગી બબ્બે તોલા, અને જેઠીમધનો શીરો અને ધોળો કાથો ચાર ચાર તોલા લેવો, બધાને કપડે ચળાય એવું ખાંડી લેવું.

બાવળની તાજી છાલ એક શેર લઈ ચાર શેર પાણીમાં એ છાલનો જાડો ભૂકો કરીને ઉકાળવો. ઉકળતાં એક શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થવા દઇ, ગાળી લેવું.

ઉપરના ચૂર્ણમાં આ પાણી થોડું થોડું નાખીને ઘૂંટવું. ગોળીયો વાળવા જેવું થાય ત્યારે ચણા જેવડી ગોળીઓ વાળી લેવી.

**પ્રમાણ :** દિવસમાં ત્રણ ચાર વખત આ ગોળી મોઢામાં રાખીને ચૂસવી. એટલે સૂકી ખાંસી દૂર થશે અને કફ છૂટો થઇ શ્વાસનળી સ્વચ્છ થઈ જશે. દરેક જાતની ઉધરસમાં આ પ્રયોગ અજમાવી શકાય છે.

## મૃદુ વિરેચન

મીંઢીઆવળની સ્વચ્છ કરેલી પાંદડી ૧૪ ભાગ,
હરડે [ઠળીયા કાઢેલી] ૧ ભાગ, બહેડાછાલ ૧ ભાગ,
બી વગરના આમળાં ૧ ભાગ, સૂંઠ ૧ ભાગ,
મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ, જીરું ૧ ભાગ,
શહાજીરું ૧ ભાગ, મોટી એલચીના બી ૧ ભાગ,
ગુલાબનાં ફૂલ ૧ ભાગ, યવક્ષાર ૧ ભાગ,
શુદ્ધ કરેલો ટંકણ ૧ ભાગ, સિંધાલૂંણ ૧ ભાગ,
અને સંચળ ૧ ભાગઃ

બધાં દ્રવ્યોનો વસ્ત્રગાળ ભૂકો ઉપરના વજનથી મેળવી દઈ ચૂર્ણ તૈયાર કરવું.

**પ્રમાણ** : રાતે સૂતી વખતે ૦। તોલો ચૂર્ણ જરા ગરમ પાણી સાથે લેવું.

**ગુણ** : કોઈ પ્રકારની ચૂંક–આંકડી આવ્યા વગર દસ્ત આવીને પેટ હળવું ફૂલ થઈ જાય છે.

બનારસ હિંદુ યુનિવર્સિટી તરફથી ચાલતા આયુર્વેદિક ઔષધાલયનો આ સરસ પ્રયોગ છે. દસ દસ તોલાના ડબ્બા ભરીને વહેંચી શકાય છે.

## બાલસુધા

આજકાલ બજારમાં બાળકો માટેના શરબતો ઘણી જાતનાં મળે છે. નીચેનો પ્રયોગ એ દરેક શરબતો કરતાં ઉત્તમ અને અનુભૂત છે.

અજમો, સુવા, અશ્વગંધા અને વાવડીંગનું ચૂર્ણ પાંચ પાંચ તોલા લઈ ચાર શેર પાણીમાં પકાવવું. જ્યારે એક શેર પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ એક ઠામમાં રાખવું. એ પાણીમાં પાંચ તોલા ઠાર્યા વગરનો ચૂનો નાખવો. બે દિવસ સુધી એ ઠામને એક બાજૂ રાખી મૂકવું. હંમેશ એકવાર જરા હલાવવું. ત્રીજે દિવસે એ પાણીને નીતારી લેવું. નીચેનો ડોળ ફેંકી દેવો.

ઉપર પ્રમાણે તૈયાર કરેલું ચૂનાની આશવાળું પાણી તોલા ૨૦, અને લીલા ફુદીનાનો રસ તોલા ૨૦. બંનેને મેળવી તેમાં ૪૦ તોલા ખાંડ નાખી ચાસણી તૈયાર કરી લેવી. ચાસણી સરબત જેવી થવી જોઈએ.

**પ્રમાણ** : આ સરબત બાળકની ઉમ્મર પ્રમાણે ૧૨ ટીપાંથી એક ચમચી સુધી દિવસમાં ત્રણ વખત પાણી સાથે અથવા દૂધ સાથે આપવું.

**ગુણ** : બાલ સુધાના સેવનથી બાળકોની તંદુરસ્તી સરસ બને છે, દૂધનું પાચન થાય છે, પાચન શકિત સુધરીને શકિત મળે છે.

દસ દસ તોલા સરબતની બાટલીઓ ભરીને બજારમાં પણ મૂકી શકાય છે.

હવે કેટલીક પેટન્ટ દવાઓ એવી રજુ કરી શકાય કે જેમાં વિદેશી વસ્તુઓનું મિશ્રણ હોય છે. તેમ આજે એ દવાઓ વ્યવહારમાં પણ ખૂબ વપરાય છે.

## ફ્રુટ સોલ્ટ

'ફ્રુટસોલ્ટ' નામ પેટન્ટ હોવાથી એ નામ કોઈથી રાખી શકાય નહિ. નીચેનો પ્રયોગ 'ફ્રુટસોલ્ટ' ના સ્થાન પર કામ આપી શકે એવો છે.

| | |
|---|---|
| ટાર્ટરિક એસિડ | ૨ ભાગ |
| સોડિયમ બાઈ કાર્બોનેટ | ૨ ,, |
| પોટાશિયમ બાઈ ટાર્ટરેટ | ૨ ,, |
| મેગ્નેશિયમ સલ્ફેટ | ૧ ,, |
| મેગ્નેશિયમ સાઈટ્રેટ | ૨ ,, |
| સ્વચ્છ સાકર | ૪ ,, |

બધી વસ્તુઓને જુદી જુદી પીસીને પછી મેળવી લેવી. આ દવા પેટ શુદ્ધિ માટે વાપરી શકાય છે. આનું નામ પાચક સત્વ, ફળ–સાર, હઝમ સોલ્ટ વગેરે રાખી શકાય. હવા ન લાગે એવી શીશીઓમાં પેક કરીને બજારમાં મૂકાય. એક ચમચી દવા પાણી સાથે લેવાય.

## એગ્યુ પિલ્સ

| | | | |
|---|---|---|---|
| કવીનાઈન | ૨ાા તોલા | રસવંતી | ૩ તોલા |
| કડા છાલનું ધન | ૧ તોલો | રસસિંદૂર | ૦ાા તોલો |
| કપૂર | ૦ા તોલો | ઈલમેટના ફૂલ | ૦ા તોલો |

પ્રથમ રસસિંદૂરને બારીક કરવો, ત્યારપછી તેમાં કપૂર અને ઈલમેટગ ફૂલ મેળવી દેવાં. ત્યાર પછી તેમાં કવીનાઈન મેળવી દેવું.

પછી બાકીના બે ઔષધો મેળવીને ચણા જેવડી ગોળીઓ વાળી લેવી. છાંયામાં સૂકવીને શીશીમાં ભરી લેવી.

**પ્રમાણ** : બે ગોળી ચા અથવા દૂધ સાથે દર ચાર કલાકે લેવી.

દરેક તાવમાં આપી શકાય છે. તાવ અટકાવે છે, ઝાડો સાફ લાવે છે, અને પેટના દરદને પણ મટાડે છે.

## રેચની ગોળી

| | |
|---|---|
| એકસ્ટ્રેટ ઑફ કોલોસિંથ કમ્પાઉન્ડ | ૧ ભાગ |
| ,, ,, જેલપ | ૦॥ ,, |
| રેઝીન પોડોફાઇલી | ૦। ,, |
| લેપ્ટાન્ડ્રીની | ૦॥ ,, |
| એકસ્ટ્રેટ ઑફ હાયોસિયામી | ૦। ,, |
| ઓઇલ ઑફ મેન્થાપીપ | જરૂર મુજબ |

ઑઇલને છોડીને બીજી બધી વસ્તુઓને બરોબર મેળવી દેવી. પછી તેમાં થોડુંક મેન્થેપીપ નાખવું, એટલે ગોળી વાળવા જેવું થઈ જાય. પછી એક એક રતીની ગોળીઓ વાળી લેવી. આનો ઉપયોગ ઝાડો સાફ લાવવા માટે કરી શકાય છે.

## કફ લોન્જીસ

| | |
|---|---|
| બેન્જોઈક એસિડ | ૧ ડ્રામ |
| ઓરીસ પાવડર | ૨ ,, |
| પીસેલો અરબી ગૂંદ | ૧ ઔંસ |
| સ્ટાર્ચ | ૨ ,, |
| સ્વચ્છ સાકર | ૧૬ ,, |
| પાણી | જરૂર મુજબ |

બધાને મેળવીને પંદર પંદર ગ્રેનની ટીકડીઓ મશીનથી પાડી લેવી. મોઢામાં રાખીને ચૂસવાથી ખાંસીમાં લાભ થાય છે.

## કેફીસ્પીરીન

| | |
|---|---|
| એસ્પીરીન | ૪ ભાગ |
| ફેનેસીટીન | ૨ ,, |
| કેફીનસાઇટ્રેટ | ૧ ,, |

આ પ્રમાણે મેળવીને પાંચ પાંચ ગ્રેનના પડીકાં વાળી લેવાં. ટીકડીઓ પાડવી હોય તો સફેદ ડેક્સટ્રીન અને સ્ટાર્ચનો હળવો ઘોળ બનાવી એમાં ઉપરનું ઔષધ મિશ્રણ મેળવી દેવું અને પછી વાયુ શૂન્ય કાચના વાસણમાં બધું રાખી ધીમી આંચ પર શૂષ્ક કરી લઇ મશીનમાં ટેબલેટ પાડી લેવી. આ દવાને હંમેશાં કાચ અથવા લાકડાના વાસણમાં રાખવી–ધાતુના કોઇ પણ ઠામનો ઉપયોગ ન કરવો.

## એકઝીમા ઓઇન્ટમેન્ટ

[ ખરજવાનો મલમ ]

| | |
|---|---|
| ફ્લાવર્સ ઓફ સલ્ફર | ૩૯ ભાગ |
| ઝીંકઓકસાઇડ | ૩·૭ ,, |
| ગ્લીસરીન | ૧૩ાા ,, |
| લાર્ડ ચરબી | ૩૯·૮ ,, |
| પાણી | ૪ ,, |
| લીંબુનું એસેન્સ | થોડું |

ચરબીને ઓગાળીને પાણી તથા ગ્લીસરીનમાં મેળવી દેવી. પછી બીજી બધી ચીજો મેળવીને મિશ્રણ તૈયાર કરવું. ચરબીની દુર્ગંધ દૂર કરવા માટે થોડુંક લીંબુનું એસેન્સ નાખવું. બસ મલમ તૈયાર થઈ ગયો. ડબીઓ ભરી લેવી.

## બાલામૃત

| | |
|---|---|
| હાઇપો ફારફેટ ઑફ સોડા | ૧૫ રતી |
| ,, ,, ,, લાઇમ | ૧૫ ,, |

| | |
|---|---|
| સાકરનું સ્વચ્છ શરબત | ૩૦ તોલા |
| વાવડીંગનો અર્ક | ૨ ,, |
| સૂંઠનો અર્ક | ૨ ,, |

બધાને મેળવીને તેમાં કોઈપણ લાલ કાર્માઈન રંગ મેળવી દેવો. બાળકો માટે રક્ત અને અસ્થિ પોષક છે.

## માથાના દુખાવાનો બામ

ધોળું વેસેલાઈન તોલા ૪૦,
કઠણ પેરેફીન તોલા ૨૦,
પીપરમેન્ટના ફુલ તોલા ૫, કપુર તોલા ૫,
અજમાના ફુલ તોલા ૨ાા, યુકેલીપ્ટીસ તોલા ૨ાા,
ઓઈલ કેજ્યુપુટી તોલા ૨ાા, ઓઈલ લેમન ગ્રાસ તોલા ૨ાા,
તજનું તેલ તોલા ૨ાા, મેથીલીસાલીસીલસ તોલા ૫,

પેરેફીનના નાના કટકા કરી વેસેલાઈનમાં નાખી દેવા અને ધીમા તાપ પર એ મિશ્રણ ઓગાળવું.

બાકીની બધી દવાઓને એક પહોળા મોઢાની શીશીમાં નાખીને ઘડીક તડકે રાખવું એટલે બધું મળી જશે.

વેસેલાઈનના તૈયાર થયેલા પ્રવાહીમાં એ મિશ્રણ કપડેથી ગાળીને મેળવી દેવું અને ત્યાર પછી જરા હલાવીને તરત શીશીઓ ભરી લેવી.

આ બામ દરેક જાતના દુખાવા પર ચોપડી શકાય છે. બજારમાં વેંચાતા પ્રસિદ્ધ બામો કરતાં પણ આ બામ સારો બને છે.

## મેલેરિયા મિક્શ્ચર

| | |
|---|---|
| કવીનાઈન સલ્ફ | ૯૬ ગ્રેન |
| એસીડ સલ્ફ્યુરિક ડીલ | ૯૬ ટીપાં |
| મેગનેસીઆ સલ્ફ | ૨ ઔંસ |

| | | |
|---|---|---|
| એન્ટી પાયરીન | ૧ | ગ્રામ |
| લાઈકર આરસેનિક હાઈડ્રો કલોરાઇડ | ૩૦ | ટીપાં |
| લાઈકર હાઈડ્રાજીરી પર કલોરાઈડ | ૦ાા | ઔંસ |
| એસેન્સ કોચનીયલ | ૧૦ | ટીપાં |
| ડીસ્ટીલ્ડ વૉટર | ૧૬ | ઔંસ |

પ્રથમ ચોકખા કાચના પાત્રમાં કવીનાઈન નાખી તેમાં એસીડ-સલ્ફ્યુરિક ડીલ નાખીને ગાળી લેવું.

મેગનેશિયાસલ્ફને પાણીમાં ઓગાળી લેવું.

એન્ટી પાયરીનને પાણીમાં ઓગાળી લેવું.

પછી આ ત્રણે જૂદાં કરેલા પ્રવાહીને એક કરી તેમાં બાકીની દવાઓ મેળવી દેવી અને ઘટે તેટલું ડીસ્ટીલ્ડ વૉટર નાખી દવા તૈયાર કરી લેવી. પછી દવાને એકવાર ગાળી લઈ શીશીઓ ભરી લેવી.

**પ્રમાણ**:–૦ાા ઔંસ મિશ્રણ પાણી સાથે મેળવીને દર ચાર કલાકે ત્રણ વખત અપાય.

ગુણ : બધી જાતના ટાઢીયા તાવને ઉતારે અને અટકાવે.

**ચેતતણી** : નાના બાળકોને આ દવા ન અપાય.

## કોડલીવર ઓઇલ એમલ્શન

| | | |
|---|---|---|
| કોડલીવર ઓઇલ | ૨૬ | શેર |
| આલ્કોહોલ | ૧૩ | તોલા |
| ઓઇલ ઓફ નિરોલી | ૧ | ,, |
| ,, ,, પિપરમેન્ટ | ૧ | ,, |
| ,, ,, લેમન | ૧૩ | ,, |
| સેકરીન | ૪૦ | રતી |
| વેનીલીન | ૮ | રતી |

બધાને બરાબર મેળવીને શીશીઓ ભરી લેવી.

લોહીવર્ધક ગુણ વિશેષ છે. શક્તિ અને નબળાઈ માટે અપાય છે.

## જીવનામૃતબિંદુ

અમૃતધારા, જીવનધારા, સુધાબિન્દુ વગેરે ઘણા નામોથી વેંચાતી દવા નીચેના પ્રયોગને મળતી છે. એ બધાં નામો રજીષ્ટર થયેલાં હોવાથી અન્ય કોઇ એ નામ ન વાપરી શકે.

| | | |
|---|---|---|
| કપુર | ૧ | ભાગ |
| પિપરમેન્ટ | ૧ | ,, |
| અજમાના ફૂલ | ૧ | ,, |
| તજનું તેલ | ૧ | ,, |
| એલચીનું તેલ | ૧ | ,, |

બધાને મેળવીને શીશીમાં ભરી લેવું. ત્રણ કલાક પછી બધું મળીને એક થઇ જશે. એક એક તોલાની શીશીઓ ભરી, લેબલ લગાડીને બજારમાં મૂકી શકાય.

ઝાડા, ઉલટી, પેટનો દુ:ખાવો, કોલેરા, શરદી, વીંછીનો ડંખ, માથાનો દુ:ખાવો વગેરે ઘણા દરદોમાં આ દવા કામ આવે છે. ૧થી ૨ ટીપાં લઈ શકાય.

## ડાયજેસ્ટીવ પાવડર

-પાચક ચૂર્ણ-

| | | |
|---|---|---|
| સોડા બાઇ કાર્બ | ૮૩ | ભાગ |
| સોડિયમ કલોરેટ | ૪ | ,, |
| કેલ્શીયમ કાર્બોનેટ | ૩ | ,, |
| પેપ્સીન | ૫ | ,, |
| એમોનિયમ કાર્બોનેટ | ૧ | ,, |

બધાને મેળવી, ચૂર્ણ તૈયાર કરી લઈ શીશીઓ ભરી લેવી. નાની એક ચમચી દવા પાણી સાથે લેવાય.

ખાધેલું પચાવે, ભૂખ લગાડે અને વાયુ દૂર કરે.

## માથાના દર્દની દવા

કેફિન સાઈટ્રાસ ૫ ભાગ, ફિનાસિટીન ૫ ભાગ,
ધાણાનો બારીક પાવડર ૪૮ ભાગ, સાકર ૪૮ ભાગ.

બધાને મેળવી પાવલી પાવલીભારના પડિકાં કરી લેવાં. પાણી સાથે લેવાય. માથાનો દુઃખાવો મટે છે.

## ક્ષુધાવટી

સૂંઠ, મરી, પીપર, ફુલાવેલી હીંગ, શહાજીરૂં, સિંધાલુણ, હરડે, સાજીખાર, શુદ્ધ ગંધક, શુદ્ધ ઝેરકુચલા આ દશ ચીજો સમભાગે લઈ, વસ્ત્રગાળ ચૂર્ણ કરી બિજોરા–લીંબુના રસમાં ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ કરી લેવી.

**પ્રમાણ** : ૧ થી ૩ ગોળી પાણી સાથે દિવસમાં ત્રણવાર.

ગુણ : કોલેરા, મંદાગ્નિ, ઉદરવ્યથા, અપચો વગેરે મટાડે અને ભૂખ લગાડે છે.

આ પ્રયોગ શ્રી શિવપ્રસાદ ઔષધાલયનો છે.

## કુબેરાક્ષવટી

શેકેલા કાંકચના ગોળા, ફુલાવેલી હીંગ ઉત્તમ, શુદ્ધ ઝેરકુચલાં, મરી, પીપરીમૂળ અને કપુર સમાનભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરી લસણના રસમાં ઘૂંટી મરી જેવડી ગોળીઓ વાળી લેવી.

**પ્રમાણ** : ૧ થી ૨ ગોળી ત્રણ વખત પાણી સાથે.

ગુણ : અજીર્ણ, અજીર્ણના ઝાડા, પેટના દરદો અને પેટના વાયુમાં રામબાણ કામ કરે છે.

આ પ્રયોગ શ્રી શિવપ્રસાદ ઔષધાલયનો અનુભૂત છે.

## બાળાગોળી

આજે બજારમાં અફિણવાળી બાળાગોળી મોટા પ્રમાણમાં વેચાય છે. બાળકોને એ બાળાગોળી જરાપણ ઉપયોગી નથી. શ્રી શિવપ્રસાદ ઔષધાલયનો ખાસ પ્રયોગ નીચે આપવામાં આવે છે.

એ પ્રમાણે બનાવીને વેચવામાં આવે તો ખરેખર બાળકોનું કલ્યાણ થાય, અને એક ધંધા તરીકે ઉપયોગી થાય. બહેનો જો આવી શુદ્ધ બાળાગોળી ઘર આગળ બનાવીને આપે તો આજીવિકાનું સાધન મેળવી લીએ. બજારૂ બાળાગોળીઓમાં બાળકના સ્વાસ્થ્યને નુકશાન થતું હોવાથી, આ ખાસ પ્રયોગ આપીએ છીએ.

શેકેલા કાંકચના ગોળા, અજમોદ, બોડી અજમોદ, અતિવિષ, શહાજીરું, ડીકામારી, એળીઓ, નાગરમોથ, પીપર, ચિત્રકમૂળનીછાલ, વંશલોચન, જેઠીમધ, આસોંધ, કુષ્ઠ, સંચળ, પુષ્કરમૂળ, કાકડાશીંગી, વાવડીંગ, વાપુંગા, જાયફળ, જાવંત્રી, લવંગ, ચણકબાબ, એલચી, પિત્તપાપડો, બાળવજ, ઇંદ્રજવ, કપુરકાચલી, કાયફળની છાલ, કેસર, રસસિંદૂર આ ૩૧ દ્રવ્યો સમાન ભાગે લેવાં.

રસસિંદૂરને પ્રથમ ખરલમાં ૬ કલાક ઘૂંટવો. ત્યાર પછી તેમાં કેસર ઘૂંટવું.

બીજાં ૨૯ દ્રવ્યોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી લઈ ખરલમાં ઉપરની બંને વસ્તુઓ સાથે મેળવવું. બરોબર મળી જાય ત્યારે કુંવારના રસની, ફુદીનાના રસની, શતાવરીના રસની અને ભાંગરાના રસની એક એક ભાવના આપીને ગોળીઓ વળે તેવું થાય એટલે મગ જેવડી ગોળીઓ વાળી લેવી.

સવાર–સાંજ એક એક ગોળી પાણી સાથે અપાય.

આ બાળાગોળી બાળકોના પેટને સ્વચ્છ રાખે છે. પાચનવિકાર દૂર કરે છે. ઝાડા, ઉલટી, જ્વર, કૃમિ, ઉધરસ વગેરે બાળ દરદો મટાડે છે. વાયુ, પેટનું ચડવું વગેરે દૂર કરી પેટ સાફ લાવે છે. કોઈ પ્રકારના નશાવાળા દ્રવ્યો ન હોવા છતાં નિદ્રા આપે છે અને બાળકોને ગુલાબી તેમ જ પુષ્ટ બનાવે છે.

## કેટલીક સમજણ

**ઝેરકુચલાની શુદ્ધિ :** ઝેરકુચલાને એક ઠામમાં સાત દિવસ પર્યંત ગૌમૂત્રમાં ડૂબતાં રાખવાં. હંમેશ તાજું ગૌમૂત્ર નાખતાં રહેવું.

આઠમે દિવસે ઝેરકુચલાની ઉપરની છાલ તથા બંને ફાડ વચ્ચે રહેલી જીભ કાઢીને જમીનમાં દાટી દેવી. પછી એ શુદ્ધ થયેલી ફાડોને એરંડિયા તેલમાં શેકી લઈ ચૂર્ણ કરી રાખવું. જ્યાં જ્યાં ખાવાના કામમાં ઝેર-કુચલાં વાપરવાનાં હોય ત્યાં ત્યાં આ શુદ્ધ ઝેરકુચલાં જ વાપરી શકાય.

**હિંગની શુદ્ધિ** : હિંગનો જરા અધકચરો ભૂકો કરી લોઢાની તવીમાં થોડું ઘી નાખી તેમાં એ ભૂકાને શેકવો. હિંગ ફુલી જાય એટલે ઉતારી લઈ બારીક ભૂકો કરી લેવો. દવાના પ્રયોગમાં હંમેશાં ઉંચા માયલી હીરા હિંગ વાપરવી.

**હિંગુલની શુદ્ધિ** : વસંતમાલતીના પ્રયોગમાં એની રીત પ્રથમ કહેવાઈ ગઈ છે.

**ગંધકની શુદ્ધિ** : એક ઠામમાં ગાયનુ દૂધ રાખી એ ઠામ પર ઝીણું લૂગડું બાંધી દેવું. બીજા એક લોહ પાત્રમાં ઘી નાખીને અગ્નિ પર ઘી ગરમ કરવું. ગરમ થાય એટલે એ ઘી જેટલા વજનનું ગંધકનું ચૂર્ણ ગરમ ઘીમાં નાખવું. ગંધક ઓગળી ને પ્રવાહી થઈ જાય એટલે દૂધવાળા ઠામપર બાંધેલા લૂગડા પર ગંધક નાખેલા ઘીની ધાર કરવી એટલે ગળાઈ ને દૂધમાં ગંધક ઉતરી જશે. દૂધમાંથી ગંધક કાઢી લઈ એ જરા જળથી ધોઈ સૂકવી બારીક ચૂર્ણ કરી લેવું. આ ગંધક શુદ્ધ થયો કહેવાય. કેટલાક આ પ્રમાણે ત્રણવાર કરે છે. જ્યાં જ્યાં ખાવાના પ્રયોગમાં ગંધક આવે ત્યાં ત્યાં આ પ્રમાણે શુદ્ધ કરેલો ગંધક વાપરવો જોઈએ.

ટંકણના ચૂર્ણને તવામાં શેકવાથી શુદ્ધ થાય.

ફટકડીના ચૂર્ણને માટીના ઠીબડામાં ફૂલાવવાથી શુદ્ધ થાય.

ઉપર બધા જે જે પ્રયોગો કહેવામાં આવ્યા છે તે તે પ્રયોગોમાં વપરાતા તૈયાર દ્રવ્યો જેવાં કે રસસિંદૂર, યશદભસ્મ, લોહભસ્મ, બંગભસ્મ, અભ્રકભસ્મ વગેરે દ્રવ્યો કોઈપણ ફાર્મસીમાંથી ન લેતાં સારા અને પ્રમાણિક વૈદ્ય પાસેથી જ લેવાં જોઈએ.

ફરીવાર કહેવું પડે છે કે ઔષધોની બનાવટમાં શુદ્ધ વસ્તુઓ અને સ્વચ્છતાની પહેલી જરૂર હોય છે.

# આંગણાના પ્રયોગો

કેટલાક પ્રયોગો એવા છે કે જે હંમેશાં ઘરવપરાશમાં કામ આવી શકે તેમ ઓછી મૂડીમાં બહેનો પણ આંગણે બેઠાં આ કામ કરી શકે. આવા ઉદ્યોગો વ્યવસ્થિત રીતે વિકસાવી શકાય. ઘણા શહેરોમાં આવાં ઉદ્યોગો ચાલે છે પણ ખરા, એ દૃષ્ટિએ હું એવા હળવા પ્રયોગો આ પ્રકરણમાં રજૂ કરું છું.

**પાપડ**

હંમેશના વ્યવહારમાં આપણે ત્યાં પાપડ ખાવાનો ચાલ ખૂબ છે. ઘણા મોદીલોકો પાપડના મોટા કારખાના ચલાવે છે, અને લોકો ત્યાંથી પાપડ ખરીદી લે છે. પરંતુ એ મોદીના પાપડમાં અશુદ્ધિ ખૂબ હોય છે. મિલનો દળેલો જૂનો લોટ હોય, હલકા મસાલા હોય, બનાવટમાં કોઈ પ્રકારની સ્વચ્છતા ન હોય અને સસ્તા કરવા ખાતર એમાં સ્વાદ પણ ન હોય.

પાપડની રીતો આપણે ત્યાં જૂદી જૂદી છે. કાઠિયાવાડમાં સાજીખાર અથવા ખારો નાખીને કરે છે, ગૂજરાતમાં કાળીસાજીના પાણીનો નીતાર કાઢીને કરે છે અને પંજાબ તરફ સોડા નાખીને કરે છે.

આપણે ત્યાં પાપડ બનાવવાની રીત તો દરેક બહેનો જાણે છે,

એટલે હું એ માટે વધુ પિષ્ટપેષણ નથી કરતો, પરંતુ પંજાબ તરફના પાપડ વખણાય છે, એટલે એ તરફની બનાવટની રીત રજૂ કરીશ.

### અડદના પાપડ

| | |
|---|---|
| છડી અડદની દાળનો લોટ | ૧૦ શેર |
| ખાવાનો સોડા | ૨૦ તોલા |
| મીઠું | ૨૦ તોલા |
| પીસેલી હીંગ | ૦॥ તોલો |
| જીરૂં | ૫ તોલા |
| ધોળાં મરી [ભરડેલાં] | ૧૦ તોલા |
| મોટી એલચીના દાણા | ૫ તોલા |

સોડા અને નિમકને પાણીમાં ઓગાળી એ પાણીમાં લોટ તથા મસાલો નાખી ખૂબ કઠણ લોટ બાંધવો. પછી સરસિયું તેલ જરા લગાવી લગાવીને લોટના બશેર બશેરના ગોળા કરવા. લાકડાની મોટી છીપર પર એક એક ગોળો રાખી મોગરી વતી એ ગોળાને ખૂબ કૂટવા. એ પ્રમાણે તયાર થયેલા લોટના વાટા પાડી, લોહીયા કરી લેવા. બધા ગોયણાં તેલથી સારીપેઠે તર થયેલાં હોવા જોઈએ. પછી પાપડ વણી લેવા. આ પંજાબી રીતના પાપડ સ્વાદમાં ખૂબ સારા છે.

### સાબુદાણાના પાપડ

| | |
|---|---|
| સાબુદાણા | ૧ ભાગ |
| પાણી | ૪ ભાગ |

મીઠું, જીરૂં, મરી જરૂર પુરતાં.

પ્રથમ એક કલાક સુધી એક તપેલામાં સાબુ દાણાને પાણીમાં પલાળી રાખવા. પછી તેમાં મસાલો નાખીને એ તપેલાને ચૂલા પર ચડાવવું. જ્યારે બધું ગળીને એકરસ થઈ જાય ત્યારે એને ઉતારી લેવું.

એક સ્વચ્છ લૂગડા પર કડછી વતી ઉપરનો રસ બીછાવી ગોળ આકાર કરી લેવો. પાપડ જેવડો અથવા મનગમતો ઘાટ કરવો. જ્યારે

એ પાપડ સૂકાઈ જાય ત્યારે પાપડવાળા લૂગડાનો પાછલો ભાગ ઠંડા પાણીથી સહજ ભીનો કરતા જવો અને પાપડ ઉખેડતા જવા. આ પાપડને ઘીમાં તળીને ખાઈ શકાય. મમરા જેવા ફોરા, નબળી હોજરીવાળા પણ ખાઈ શકે એવા સરસા સ્વાદિષ્ટ બને છે.

## દાળ–શાકનો મસાલો

| | |
|---|---|
| સફેદ જીરું | ૪૦ તોલા |
| ધાણા | ૪૦ તોલા |
| સિંધાલુણ | ૨૦ તોલા |
| કાળાં મરી | ૧૦ તોલા |
| આમચુર | ૧૦ તોલા |
| મોટી એલચી | ૧૦ તોલા |
| તેજપત્ર | ૧૦ તોલા |
| તજ | ૧૦ તોલા |
| લીંડીપીપર | ૨॥ તોલા |
| હીંગ | ૨॥ તોલા |
| હળદર | ૫ તોલા |
| સૂંઠ | ૫ તોલા |
| અજમો | ૧૦ તોલા |

હળદર, હીંગ, જીરું અને ધાણાને જરા ઘીમાં શેકી લેવાં જોઈએ. પછી બધું સાથે ખાંડીને ઝીણા આંકથી ચાળી લેવું. દાળ શાકમાં નાખવાનો આ મસાલો ઘણો સરસ છે. ડબાઓ ભરીને વેચી શકાય.

## કોરી ચટણી

| | | | |
|---|---|---|---|
| ધાણા | ૪ તોલા | આદુ | ૪ તોલા |
| દાડમના દાણા | ૪ તોલા | લીંબુનો રસ | ૪ તોલા |

| | | | |
|---|---|---|---|
| સુકો ફોદીનો | ૨ તોલા | સુંઠ | ૨ તોલા |
| આમચુર | ૨ તોલા | તજ | ૧ તોલો |
| એલચી | ૧ તોલો | લાલ મરચાં | ૧ તોલો |
| કાળાં મરી | ૦ll તોલો | જીરું | ૦ll તોલો |
| શહાજીરું | ૦ll તોલો | શેકી હિંગ | ૦l તોલો |

બધા મસાલાને બારીક કૂટી–પીસીને તેમાં લીંબુ તથા આદુનો રસ મેળવી સૂકવી નાખવો. ત્યાર પછી જ્યારે ઉપયોગ કરવો હોય ત્યારે આ ચટણીના થોડા ભૂકાને લીંબુનો રસ છાંટીને ઉપયોગમાં લેવો. લહેજતદાર ચટણી થશે.

## ગુલકંદ

| | |
|---|---|
| ગુલાબના સુગંધિત તાજા ફૂલ | ૧ શેર |
| ખાંડેલી ખડી સાકર | ૨ શેર |

ગુલાબના ફૂલોની પાંખડીઓ કાઢી લઈ દીંટિયાં ફેંકી દેવા. એ પાંખડીઓ સ્વચ્છ કરી એક પહોળા મોઢાની બરણીમાં એકથર પાથરવો. એના ઉપર સાકરના ભૂકાનો થર કરવો. એમ ઉપરા ઉપર થર કરી લઈ ઢાંકણુ ઢાંકી એ બરણી તાપમાં રાખવી. ૧૫ થી ૨૦ દિવસ સુધી તડકામાં રાખવાથી સરસ ગુલકંદ તૈયાર થઇ જશે.

## આંબળાનો મુરબ્બો

| | |
|---|---|
| મહા–ફાગણ મહિનાના પાકેલા આંબળા | ૫ શેર |
| સ્વચ્છ ખાંડ | ૫ શેર |

પ્રથમ આંબળાને ચારે તરફ લાકડાની ખોદણી અથવા કાંટાથી બરોબર ખોદવા જોઇએ. પછી એ આંમળાને સ્વચ્છ પાણીમાં બે દિવસ પલાળી રાખવા. ત્યાર પછી સ્વચ્છ પાણીથી બરાબર ધોઈ ધીમી આંચે પાણીમાં બાફવા જોઇએ. આમ કરવાથી આંબળા ગળીને રેશમ જેવા થઈ જશે. બહુ ગળી ન જાય એ ખાસ ખ્યાલ રાખવાનો છે.

સાકરની અથવા ખાંડની તાર નીકળે એવી ચાસણી કરી લઈ તેમાં પેલાં બાફેલાં આંબળા નાખી દેવા. ચાસણીમાં જો થોડું પાણી છૂટે તો થોડી વાર તાપ આપી શકાય. બસ, ઠરવા દઈ તેમાં કોઈ પણ પ્રકારનું સારું એસેન્સ મેળવવું અને માપની શીશીઓ ભરી લેવ .

આ પ્રમાણે દરેક વસ્તુઓના મુરબ્બા કરી શકાય.

આંબળાનો મુરબ્બો બનાવતી વખતે લોખંડનું કોઈ પાત્ર ઉપયોગમાં ન લેવું. નહિ તો મુરબ્બો કાળો પડી જશે.

## નવરંગ મુરબ્બો

| | |
|---|---|
| જાળી વગરની કાચી કેરી | ૮૦ તોલા |
| સાકર | ૪૦ ,, |
| કીસમીસ | ૧૦ ,, |
| છોરી ખારેક | ૧૦ ,, |
| સિંધવલુણ | ૫ ,, |
| સાંભરલુણ | ૫ ,, |
| આદુ | ૨॥ ,, |
| ફુદીનો | ૧॥ ,, |
| ધાણા | ૧ ,, |
| બદામનો મગજ | ૧ ,, |
| પિસ્તાં | ૦॥ ,, |
| મોટી એલચી | ૦॥ ,, |
| લવીંગ | બે આની ભાર |
| જાયફળ | ,, ,, |
| જાવંત્રી | ,, ,, |
| તજ | ,, ,, |

પ્રથમ સાકરની ચાસણી કરી લેવી.

કીસમીસ અને છોરીખારેકને પાણીમાં ૧૨ કલાક પલાળી રાખી ફુલાવી રાખવાં.

પીસ્તા અને બદામને ઝીણાં કાતરી રાખવાં.

કાચી કેરીની ગોટલી કાઢી નાખી, કાચી કેરી સાથે બાકીના બધા મસાલાની ચટણી કરી લેવી.

પછી ચાસણીમાં બધું મેળવી દેવું.

આ નવરંગ મુરબ્બો સ્વાદમાં ઘણો સરસ અને પાચનના ગુણો ધરાવે છે.

## ગૂંદર

કાગળ ચોડવા માટે વિલાયતથી ગૂંદરની શીશીઓ મોટા પ્રમાણમાં આવે છે, પણ એ બનાવવો સાવ સહેલો છે.

| | |
|---|---|
| અરબી ગૂંદ | ૨૦ તોલા |
| પાણી | ૬૦ તોલા |
| ગ્લીસરાઈન | ૧ાા તોલો |

ગૂંદને પાણીમાં ઓગાળી લઇ, ગાળી લઇ ચૂલા પર ચડાવવો. થોડું પાણી બળી જાય પછી ગૂંદના પ્રવાહીને નીચે ઉતારી તેમાં ગ્લીસરાઈન મેળવી દેવું. આ ગૂંદ બગડતો નથી તેમ જામતો નથી. શીશીઓ ભરીને બજારમાં વેચી શકાય. સ્ટેશનરીના વેપારી આ બનાવટનો ઉપયોગ કરી, પોતાના ધંધાની સાથે વિકસાવી શકે છે. બહેનો આ જાતનો વ્યાપાર કરી શકે છે.

## ક્યુંબર

**આ** પ્રકરણમાં જૂદા જૂદા પ્રયોગો આપવામાં આવે છે.

### કેમિકલ ગોલ્ડ

આજે બજારમાં નકલી સોનાની માગ ખૂબ છે. બે રૂપિયે એક તોલો મળતી સોનાની લગડીઓ આજે લોકો ખૂબ ખરીદે છે. આ સોનું કાળું નથી પડતું એવો દાવો કરવામાં આવે છે, પરંતુ એ વાત માની શકાય તેવી નથી. એવા બનાવટી સોનાનો પ્રચાર ખૂબ હોવાથી અહીં એનો પ્રયોગ આપવામાં આવે છે.

| | |
|---|---|
| ત્રાંબુ | ૧૦૦ ભાગ |
| કલઈ | ૧૭ ,, |
| મેગ્નિશિયા | ૬ ,, |
| નવસાર પીસેલો | ૩ાા ,, |
| ચૂનો પીસેલો | ૧ાા ,, |
| ટારટર | ૯ ,, |

પ્રથમ તાંબાને ઓગાળવું. એ ઓગળે એટલે તેમાં મેગ્નિશિયા, નવસાર, ચૂનો અને ટારટર એક પછી એક મેળવતાં જવું અને લાકડા વતી હલાવતા જવું. બધી વસ્તુઓ બરોબર મળી જાય ત્યાર પછી તેમાં કલઈના ઝીણા ઝીણા ટૂકડા કરીને નાખવા. જ્યારે ખૂબ

જોરથી ધૂમાડા નીકળવા માંડે ત્યારે માટીના ઢાંકણાથી એ પાત્રને ઢાંકી દેવું અને એમને અડધી કલાક રહેવા દેવું. ત્યાર પછી પાણીમાં બૂઝવીને એ મિશ્રણને ઠંડું પાડી દેવું.

આ કેમિકલ સોનું તૈયાર થઈ ગયું. રૂપ અને રંગમાં બરાબર સોના જેવું જ થશે. આ સોનાના દરેક પ્રકારના દાગીના પણ બનાવી શકાય છે. બજારમાં આજે જે નકલી સોનું વેચાય છે તે આ સોનાને મળતું જ છે. આ ઉદ્યોગ કરનાર સારી રીતે કમાઈ શકે છે.

## કેમિકલ સિલ્વર

નકલી ચાંદી પણ ત્રાંબામાંથી બનાવી શકાય છે. એનો પ્રયોગ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ત્રાંબુ | ૭૦ ભાગ |
| નિકલ ધાતુ | ૨૩ ,, |
| એલ્યુમિનિયમ | ૭ ,, |

ત્રણ ધાતુઓને એક સાથે ગાળી લેવી અને તેમાં થોડો થોડો ટંકણ નાખતા જવો. લાકડાના કોયલા પર આ ધાતુઓ ગાળવી. ચાંદીના રૂપરંગ જેવીજ સરસ ધાતુ તૈયાર થઈ જશે. આ ધાતુના ઠામ-વાસણ બનાવી શકાય. દેખાવમાં ખૂબ સુંદર ધાતુ તૈયાર થાય છે.

## હિંગનું કારખાનું

આજે જૂદી જૂદી છાપની હિંગની ડબીઓના ઘણા કારખાનાઓ નીકળ્યાં છે. આ ધંધો એવો છે કે ઘણી ઓછી મૂડીથી હિંગનું કારખાનું ખોલી શકાય. બજારમાં વેચવા માટે જે હિંગ તૈયાર કરવામાં આવે છે તે મોટે ભાગે નકલી હિંગ હોય છે. એ હિંગ નીચે પ્રમાણે બનાવી શકાય.

| | |
|---|---|
| ગાડરનું દૂધ | શેર ૧૦ |
| અસલી હીરા હિંગ | તોલા ૧૦ |

બન્નેને મેળવીને એક માટીના ઠામમાં ત્રણ ચાર અઠવાડિયા સુધી ઢાંકીને રાખી મૂકવું. જ્યારે ખમીર ઉઠવા માંડે ત્યારે કાઢીને સૂકવી નાખવું. એટલે ડબીમાં ભરી વેચવાની હિંગ તૈયાર થઈ જશે. ઘણા લોકો અડદનો લોટ, લસણનો રસ, ગુંદ વગેરે મેળવે છે, પરંતુ ઉપર દર્શાવેલું મિશ્રણ સરસ બને છે. એ મિશ્રણને વધુ જલદ કરવું હોય તો ૧ શેર દીઠે બે તોલા સાચી હિંગવું પ્રમાણ રાખવું. પરંતુ એ ખ્યાલ ખાસ રાખવો કે પંજાબ તરફ મળતી અસલ હીરાહિંગ અથવા અંગુરી હિંગ મંગાવીને ઉપરના મિશ્રણમાં વાપરવી જોઇએ.

## બરાસનો જંતુ નાશક બરફ

આ વસ્તુ બજારમાં વેચી શકાય એવી છે—નીચે મુજબ બનાવી શકાય.

| | |
|---|---|
| બેન્જોઇટ લાર્ડ | ૪૮ ભાગ |
| મીણ | ૧૬ ,, |
| કપૂરનું ચૂર્ણ | ૮ ,, |
| કોઈપણ પ્રકારનું એસેન્સ | ૧ ,, |

પ્રથમ નં. ૧ અને ૨ ને એક વાસણમાં ધીમા તાપ પર ઓગાળવો. ઓગળીને એક રસ થાય ત્યારે તેમાં કપૂરનું ચૂર્ણ નાખી દેવું, પછી એસેન્સ નાખવું.

બધું મળી ગયા પછી માપના સંચામાં નાખીને ચોરસ અથવા ગોળ ટીકડીઓ પાડી લેવી. આ બરાસનો બરફ સુગંધીત અને જંતુધ્ન બને છે. કપડામાં રાખવાથી કપડાં બગડતાં નથી. તેમ એની કડકાઈ એવી હોય છે કે કપડાને ડાઘ પણ પડતા નથી.

## ગરમ કપડા ધોવાનો પાવડર

| | |
|---|---|
| કપડા ધોવાનો સૂકો સોડા | ૭ ભાગ |
| પીસેલો સૂકો સાબુ | ૨ ,, |
| સેલ એમોનિયક | ૨ ,, |

દરેક ચીજને જુદી જુદી બારીક પીસીને પછી મેળવી દેવી. જ્યારે ગરમ કપડાં ધોવાં હોય ત્યારે થોડો ભૂકો પાણીમાં મેળવી દેવો અને એ પાણીથી કપડાં ધોવાં. ગરમ કપડાનો બધો મેલ સત્વર દૂર થઈ જશે. આ પાવડરના રતલી પેકેટ કરીને બજારમાં પણ વેચી શકાય.

## પાતળી અગરબત્તી

| | |
|---|---|
| કસ્તુરી | ૨૦ ગ્રેન |
| અમ્બર ગ્રીસ | ૨૦ ગ્રેન |
| લોબાન [વસ્ત્રગાળ] | ૨ ઔંસ |
| કપૂર ,, | ૨ ,, |
| કેસ્કેરીલા ,, | ૨ ડ્રામ |
| સુરોખાર ,, | ૨ ,, |
| કોલસા ,, | ૪ ઔંસ |

બધી ચીજોને બરોબર મિલાવી તેમાં ટ્રેંગાકેન્થ નામનો ગૂંદ નાખી કઢી જેવી લાઈ તૈયાર કરવી. પછી તેમાં વાંસની પાતળી છોયોને ડૂબાડતા જવી અને સૂકવતા જવી. સરસ અગરબત્તી તૈયાર થશે.

## દેવમંદિરની અગરબત્તી

| | |
|---|---|
| અગર | ૫ તોલા |
| ચંદનનો બારીક ભૂકો | ૫ ,, |
| કપૂર | ૫ ,, |
| ગુગળ | ૫ ,, |
| ધોળો ડામર | ૧૦ ,, |
| દેવદારનું લાકડું | ૧ તોલો |
| જટામાંસી | ૧ ,, |
| તેજપત્ર | ૧ ,, |
| નાગરમોથ | ૧ ,, |
| શેરડીના છોતાં | ૧ તોલો |

| | |
|---|---|
| લાખ | ૨ તોલા |
| કોસ્ટસરૂટ | ૧ ,, |
| વેટીવર્ટરૂટ | ૧ ,, |

બધાના બારીક ચૂર્ણને મેળવીને પાણી સાથે એની જાડી લાઈ કરવી. વાંસની પાતળી છોઈ પર લગાવીને સૂકવી લેવી. સુગંધમાં સરસ અને દીવ્ય બને છે.

## વાળ ધોવાનો મસાલો

| | |
|---|---|
| ટંકણુ વાટેલો | ૧ રતલ |
| સાબુ વાટેલો | ૧ ,, |
| લૂગડા ધોવાનો સોડા | ૪ ઔંસ |
| કુમારીન | ૧૫ ગ્રેન |
| હેલીયો ટ્રોપાઈન | ૬ ગ્રેન |

બધાને મેળવીને નાની એક ઔંસની ડબીઓ ભરી લેવી. લગભગ ૧ ડ્રામ પાવડર ૨૦ તોલા પાણીમાં નાખવાથી સરસ શેમ્પુ તૈયાર થઈ જાય છે. આ પાવડરના ઉપયોગથી માથાના વાળ સ્વચ્છ થાય છે અને ખૂબ મુલાયમ બને છે. આ પાવડરમાં વિશેષતા કરવી હોય તો કોઇપણ પ્રકારની યોગ્ય સુગંધ પણ મેળવી શકાય છે. આ મસાલો ખૂબ સસ્તો પડે છે અને બજારમાં મૂકવાથી સારો લાભ આપી શકે છે.

## સજની પાવડર

| | |
|---|---|
| બેરિયમ સલ્ફાઈડ | ૨ ભાગ |
| ઝીંક ઓકસાઈડ | ૩ ,, |
| સ્ટાર્ચ [ વાટેલ ] | ૩ ,, |

બધાને બરોબર મેળવીને માપની શીશીઓ ભરી લેવી. આમાંથી થોડો પાવડર પાણી સાથે મેળવીને લગાવવો અને પાંચ મિનિટ પછી સ્વચ્છ પાણીએ ધોઈ નાખવાથી બધા વાળ ખરી જશે.

## તમાકુની ગોળી

ઉચ્ચામાયલી તમાકુના પાન ૧ શેર લઈ તેની ડાંખળીઓ તથા રગો કાઢી નાખવી. સ્વચ્છ કરેલ તમાકુને એક વાસણમાં નાખી પાણીમાં પલાળવી. એક કલાક પછી એ પાણી કાઢી નાખી તાજું પાણી નાખવું. આમ ચાર પાંચ વખત કરવું. પછી તમાકુની પાંદડીને કાઢી લઈ નીચેની ચીજો સાથે ખરલમાં ખૂબ ઘૂંટવી.

| | |
|---|---|
| કસ્તુરી | એક આની ભાર |
| જાવંત્રી | ૧ તોલો |
| કેસર | ૧ ,, |
| નાની એલચીના દાણા | ૧ ,, |
| કેવડાનું જળ | જરૂર પૂરતું |
| કોઈ પણ સુગંધી અત્તર | બે આની ભાર |

તમાકુની પત્તીઓ સાથે ઉપરની વસ્તુઓ બરોબર ઘૂંટવી. માવા જેવું થાય ત્યારે નાની નાની ગોળીઓ વાળી લેવી અને એ ગોળીઓ પર સોનાના અથવા ચાંદીના વરખ ચડાવી દેવા.

આ તમાકુની ગોળીઓ બજારમાં જે વેચાય છે તેના કરતાં ઘણી ઉમદા અને ખુશબોદાર થાય છે.

## બજારૂ તમાકુની ગોળી

૧ શેર તમાકુની પાંદડીને ૨॥ શેર કેવડાના જળમાં નાખીને ધીમા તાપ પર ઉકાળવી. વાસણ કલઈવાળું લેવું. જ્યારે ૧ શેર પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી અંદરની પાંદડીને ખૂબ ચોળી પાણી ગાળી લેવું. કુચા ફેંકી દેવા. ગાળેલા પાણીને ફરીવાર ધીમા તાપ પર ચડાવવું. જ્યારે પાણી ખૂબ બળી જાય અને ઘી જેવું થાય ત્યારે એ પાણીને નીચે ઉતારી લઈ તેમાં નીચેની ચીજોનું બારીક ચૂર્ણ મેળવી દેવું.

| | |
|---|---|
| એલચીના દાણા | ૧ તોલો |
| લવંગ | ૦॥ ,, |
| જાયફળ | ૧ ,, |
| જાવંત્રી | ૧ ,, |
| હિનાનું અત્તર | બે આની ભાર |
| સુખડનું અત્તર | બે આની ભાર |

બધું બરોબર મેળવી, ઘૂંટીને માપ સરની ગોળીઓ વાળી લેવી. ઉપર ચાંદીના વરખ લગાવી દેવા. આ ગોળીઓ બનાવવામાં ઉકાળવાની કડાકૂટ ન કરવી હોય તો પ્રથમના પ્રયોગ માફક સ્વચ્છ થયેલી તમાકુની પાંદડીને મસાલા સાથે કેવડાના જળમાં વાટી, સુગંધ મેળવીને ગોળીઓ બનાવી શકાય છે.

### પાનતાનં

| | |
|---|---|
| એલચી | ૧૦ ભાગ |
| લવંગ | ૧૦ ,, |
| તજ | ૧૦ ,, |
| જાયફળ | ૧૦ ,, |
| જાવંત્રી | ૧૦ ,, |
| કાથો | ૧૦ ,, |
| કેસર | ૧ ,, |
| કપૂર | ૧ ,, |
| ઈલિમેટના ફૂલ | ૧ ,, |

બધી ચીજોને જૂદી જૂદી બારીક કરીને મેળવી લેવી. પછી પાનના રસમાં અથવા ગુલાબજળમાં ઘૂંટીને ગોળીઓ વાળી લેવી. ઉપર ચાંદીના વરખ ચડાવવા. કોઈ પ્રકારનું અત્તર મેળવવું હોય તો પણ એકાદ તોલો મેળવી શકાય.

## તાંબુલ વિહાર

| | |
|---|---|
| બારીક કાતરેલી સોપારી | ૨૦ ભાગ |
| કાથો | ૨ ,, |
| લવંગ | ૨ ,, |
| જાયફળ | ૪ ,, |
| નાની એલચી | ૪ ,, |
| તજ | ૧ ,, |
| ચણકબાબ | ૨ ,, |
| જાવંત્રી | ૨ ,, |
| કેસર | ૦॥ ,, |
| મુશ્ક | ૦॥ ,, |
| ઈલિમેટના ફૂલ | ૦। ,, |
| ગુલાબનું અત્તર | થોડું |

બધા મસાલાને સોપારી સાથે પીસીને પીપરમેન્ટ અને અત્તર મેળવી દઈ ડબીઓ ભરી લેવી. પાન સાથે ખાવામાં ખૂબ લહેજત આપે છે.

## રસદાર સોપારી

| | |
|---|---|
| સોપારી | ૨૦ ભાગ |
| વરિયાળી | ૫ ,, |
| જેઠીમધ | ૫ ,, |
| તજ | ૫ ,, |
| એલચી | ૫ ,, |
| લવંગ | ૫ ,, |
| જાવંત્રી | ૧ ભાગ |
| જાયફળ | ૧ ,, |
| ઈલિમેટના ફૂલ | ૦॥ ,, |

બારીક ચૂર્ણ કરી મેળવી લઈ ડબીઓ ભરી લેવી. સ્વાદમાં સરસ લાગે છે.

## પાનમાં ખાવાની કસ્તુરી વટી

એલચી, લવીંગ, તજ, જાયફળ, જાવંત્રી, ચણકબાબ, કાથો આ સાતે વસ્તુ દસ દસ તોલા લેવી. કપૂર ૨ તોલા, ઇલિમેટના ફૂલ ૧ તોલો અને કસ્તુરી બે આની ભાર.

બધાને બારીક કરી ગુલાબ જળમાં વાટી મગ જેવડી ગોળીઓ બનાવી લેવી. સૂકવીને શીશીઓ ભરી લેવી.

## સિરપ સાર્સાપરિલા

| | |
|---|---|
| સાર્સા પરિલા | ૧ શેર |
| લિકોરીસના મૂળ | ૦॥ શેર |
| સેસાફ્રાસવુડ | ૦॥ શેર |
| સ્વચ્છ ખાંડ | ૧૬ શેર |

પ્રથમ સારસા પરિલાના ઝીણાં ઝીણાં ટૂકડા કરીને ૬૪ શેર પાણીમાં ઉકાળવા. ધીમા તાપ પર બળતાં બળતાં ૨૪ શેર પાણી રહે ત્યારે તેમાં બીજાં બને લાકડાંને કવાથ જેવા ખાંડીને ઉકાળવાં. થોડી વાર ઉકળ્યા પછી ઉતારીને ગળી લેવું. એ પાણીમાં ખાંડ નાખીને શરબત જેવી ચાસણી કરી લેવી. લોહી સુધારક તરીકે આ શરબત બધે પ્રખ્યાત છે.

## મેટલ પોલીસ

| | |
|---|---|
| સ્વચ્છ ચાકનું ચૂર્ણ | ૫૦ તોલા |
| ક્રીમ ઓફ ટારટર | ૬। તોલા |
| કેલ્સિન્ડ મેગ્નિશિયા | ૩ તોલા |

ત્રણ ચીજોને બરાબર મેળવીને પેકેટો કરી લેવાં.

**વાપરવાની રીત** : થોડો ભૂકો ભીના ફલાલિનમાં ટૂકડામાં લઈને સોનું, ચાંદી, પીતળ, તાંબુ, જર્મન સિલ્વર વગેરે કોઈ પણ ધાતુની વસ્તુ પર ઘસવાથી ચમક આવે છે.

## મેટલ પોલીસ પેસ્ટ

| | |
|---|---|
| જાપાની મીણ | ૧૦૦ ભાગ |
| ઓલીક એસિડ | ૫૫૦ ,, |
| બારીક પીસેલી રેતી | ૩૫૦ ,, |
| મરબેન ઑઇલ | ૩ ,, |

પ્રથમની બંને વસ્તુઓને ધીમા તાપ પર એક સાથે ઓગાળીને તેમાં રેતી તથા ઓઇલ મેળવી દઈ ડબ્બીઓ ભરી લેવી. દરેક ધાતુની વસ્તુ પર આ પેસ્ટ લગાવી, થોડીવાર સૂકાવા દઈ, પછી બરોબર ઘસીને સાફ કરી લેવું. મોઢું દેખાય એવા વાસણ ચમકશે.

## રસાયનિક ખાતર

| | |
|---|---|
| હાડકાનો ચૂરો | ૨ મણ |
| સૂરોખાર | ૨ મણ |

બંનેને સાથે મેળવી દેવાથી ખાતર તૈયાર થાય છે. એક એકર જમિન માટે આટલું ખાતર પૂરતું થઈ પડે છે. કોઈપણ ધાનની ખેતી માટે આ ખાતર ઉપયોગી છે. જમીનમાં આ ખાતર નાંખતા પહેલા સામાન્ય ખાતર સાથે મેળવીને જમીનમાં નાંખવું.

## દાંતના દર્દની દવા

અમેરિકાની કોલમ્બીયા યુનિવર્સિટીના દંતવિજ્ઞાનના પ્રોફેસર ડૉ. લીરોય હાર્ટમેને કોઈ જાતના કષ્ટ વગર દંતચિકિત્સા માટે એક પ્રયોગ શોધ્યો છે. એ પ્રયોગના પચાસ હજાર પાઉંડ મળતા હતા છતાં તેમણે પેટન્ટ ન કરાવતાં લોકકલ્યાણ ખાતર પ્રગટ કર્યો છે. આ રહ્યો એ અદ્‌ભુત પ્રયોગ.

| | |
|---|---|
| થાઈમોલ | ૧। ભાગ |
| ઈથીલ આલ્કોહોલ | ૧ ,, |
| સલ્ફ્યુરીક ઈથર | ૨ ,, |

ત્રણે વસ્તુને મેળવીને એક બ્રાઉન રંગની શીશીમાં ભરી લઈ મજબૂત બૂચ મારવો.

ગમે તે રીતે દુઃખતા દાંત પર આ દવામાં એક સાફ રૂનું પૂમડું બોળીને મૂકવાથી એક જ મિનિટમાં દાંતનો દુઃખાવો નાબૂદ થાય છે અને કલાકો સુધી આરામ મળે છે.

## દૂધનો પાવડર

| | |
|---|---|
| દૂધ | શેર ૧૦ |
| સ્વચ્છ ખાંડ | શેર ૨ |
| કાર્બોનેટ સોડા | ડ્રામ ૦॥ |
| પાણી | ઔંસ ૧ |

કાર્બોનેટ ઑફ સોડાને પાણીમાં ઓગાળીને દૂધમાં મેળવી, સાથે ખાંડ પણ નાખી દઈ ધીમા તાપ પર વાસણ મૂકવું. જ્યારે દૂધ એકદમ ઘાટું થઈ જાય ત્યારે ઉતારીને થાળીઓમાં પાથરી, ધીમી આંચ પર એ થાળીઓને મૂકી અને દૂધને સૂકવવું. સૂકાઈ ગયા પછી બારીક પીસીને હવા ન જાય એવા ડબ્બામાં પેક કરી લેવું. વિદેશી દૂધના ડબ્બાઓ આ પ્રમાણે જ તૈયાર થઈ ને આવે છે. ફેર એટલો જ કે ત્યાં બધી ક્રિયા મશીનથી થાય છે. આ દૂધના પાવડરનો ઉપયોગ જ્યારે કરવો હોય ત્યારે પ્રમાણસર પાવડરને ઉકળતા પાણીમાં મેળવવો એટલે દૂધ તૈયાર થઈ જશે. આ દૂધનો સ્વાદ તાજા દૂધના સ્વાદને મળતો જ થાય છે.

આ ઉદ્યોગ વિશાળ પાયા પર કરી શકાય તેમ છે, પણ તેમાં બનાવવા માટે કામ મોટા ઉદ્યોગની રીતે કરવું જોઈએ.

## સુવાવડીનું કાટલૂં

પ્રસૂતિ પછી બહેનો ખૂબ નિર્બળ બની જાય છે. એ વખતે

શરીરમાં તાકાત લાવવા માટે અને ગર્ભાશયની મજબૂતી માટે આપણે ત્યાં કાટલું ખાવાનો રિવાજ છે. આ કાટલું ઘણા ગાંધી લોકો તૈયાર બનાવીને વેચે છે, પરંતુ એ સંપૂર્ણ સાચું નથી હોતું; તેમ એમાંના દ્રવ્યો પણ ચોકખાં નથી હોતાં. સાચું અને વૈદ્યકિય રીતે કાટલું બનાવવાની રીત નીચે મુજબ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| બાવળનો ગુંદ | તોલા | ૨૦, | સૂંઠ | તોલા | ૫ |
| બદામના મીંજ | ,, | ૫, | પીસ્તાં | ,, | ૫ |
| ટોપરું | ,, | ૫, | બળબીજ | ,, | ૨ |
| મેથી | ,, | ૧, | ચોમેડ | ,, | ૧ |
| સુવાદાણા | ,, | ૧, | ગોખરૂ | ,, | ૧ |
| કાળી મુશળી | ,, | ૧, | ધાણા | ,, | ૧ |
| વાપુંભા | ,, | ૧, | એખરો | ,, | ૧ |
| અશેળિયો | ,, | ૧, | વરિયાળી | ,, | ૧ |
| પીપર | ,, | ૧, | કૌંચબીજ | ,, | ૧ |
| મરી | ,, | ૧, | ધોળી મુસળી | ,, | ૧ |
| જાવંત્રી | ,, | ૦ા, | જાયફળ | ,, | ૦ા |
| શતાવરી | ,, | ૦ા, | તજ | ,, | ૦ા |
| ખસખસ | ,, | ૦ા, | તમાલપત્ર | ,, | ૦ા |
| નાગકેશર | ,, | ૦ા, | પીપરીમૂળ | ,, | ૦ા |
| વાવડીંગ | ,, | ૦ા, | કુલીંજન | ,, | ૦ા |
| જીરૂં | ,, | ૦ા, | હળદર | ,, | ૦ા |

ઉપરની ૩૨ દવાઓને સ્વચ્છ કરી ખાંડી રવાદાર ભૂકો કરી નાખવો. આનું નામ કાટલું.

જ્યારે ઉપયોગ કરવો હોય ત્યારે ઉપરના કાટલામાંથી ચાર તોલા ભૂકો લઈ ૧૦ તોલા ઘીમાં લાલ થાય તેમ શેકી લેવો. તેમાં ગોળ ૧૦ તોલા તથા શેકેલો ઘઉંનો લોટ ૬ તોલા મેળવી, કીટી બનાવી લઈ ઠંડુ થાય ત્યારે સવારે નયણા કોઠે ખાવું. ઉપર દૂધ પીવું

અને આ ખાધેલું પચી જાય ત્યારે સાદો અને પચે એવો પૌષ્ટિક ખોરાક ખાવો. હંમેશાં તાજો ખોરાક બનાવવો.

પ્રસૂતિ પછીના ખોરાક તરીકે આ કાટલું અપૂર્વ છે. આના સેવનથી શરીર સુદૃઢ બને છે, જઠરાગ્નિ તીવ્ર બને છે. નબળાઈ મટી જાય છે. વાયુ, શરદી, કમરનો દુઃખાવો વગેરે મટી જાય છે. કાટલું હંમેશ બનાવવાની કડાકૂટ ન કરવી હોય તો પાકની માફક આને એક સાથે પણ બનાવીને ઉપયોગમાં લઇ શકાય. બહેનો સિવાય નબળાઈનો ભોગ બનેલા પુરુષો પણ ખાઈ શકે છે.

## ગોલ્ડ વોટર

### —કુંદન જળ—

| | |
|---|---|
| કલમીશોરાનો તેજાબ | ૩ ભાગ |
| મીઠાનો તેજાબ | ૪ ભાગ |

બંનેને એક મોટી શીશીમાં મેળવીને ભરી રાખવા.

ઉપરનું મિશ્રણ ૧ તોલો લઈ તેમાં સોનાની રેતી અથવા વરખ ૦ાા તોલો નાખવા. થોડીવાર પછી સોનું પ્રવાહી થઈને એમાં મળી જશે. પછી આ દ્રવમાં ત્રણ તોલા પરિસ્રુત જળ મેળવી દેવું.

વધુમાં વધુ પાંચ ટીપાં આપી શકાય.

સોનાના બધા ગુણ મળે છે. આ કુંદનજળ યુનાની હકિમો બનાવે છે.

અમુક પ્રમાણની શીશીઓ પેક કરીને પણ બજારમાં મૂકી શકાય. આ પ્રવાહી બગડતું નથી. ઉત્તરહિંદમાં આ પાણીનો પ્રચાર વધુ છે.

## ગાંધીપેય

બજારમાં ઢગલા બંધ વેચાતો ચહા સ્વાસ્થ્યને નુકશાનકારક છે, આ વાત આજે કોઈને કહેવી પડે તેમ નથી. ચાના વ્યસને આપણને એવા ઝકડી લીધા છે કે આપણે સાવ પામર અને હીન બની ગયા છીએ. એ ચામાંથી છૂટવા માટે અને શરીરમાં સાચી તાઝગી લાવવા

માટે નીચેના પ્રયોગ મુજબ ગાંધીપેયનો પ્રચાર થાય તો જનતા માટે ખૂબ લાભદાયક નીવડે.

અકલકરો, જેઠીમધ, જાવંત્રી, અશ્વગંધા, આમળા, અનંતમૂળ, સુંઠ, મરી, પીપર, વરીઆળી, તજ, લવંગ, એલચી, અનંતમૂળ, રોહિતછાલ, ગુલાબનાફૂલ, તુળસીનાપાન, નાગકેશર, ઓપચીની, નસોતર, વિદારીકંદ તેજપત્ર આ બાવીસ ચીજો એક એક તોલો લીવી. શાલપર્ણીના મૂળ, પીઠવણુના મૂળ, બેઠી ભોંરીંગણીના મૂળ, ઉભી ભોંરીંગણીના મૂળ, ગોખરૂના મૂળ, બીલીના મૂળની છાલ, અરડુસાના મૂળની છાલ, શીવળના મૂળની છાલ પાટલાના મૂળ અને મોટી અરણીના મૂળની છાલ આ દસ ઔષધો ત્રણ ત્રણ તોલા લેવાં.

બધાને ખાંડી મસાલો તૈયાર કરી ડબા ભરી લેવા.

જેમ ચા બનાવીએ છીએ તેમ આ ભૂકાનો ચાના બદલે ઉપયોગ કરવો.

ચાની ટેવ છૂટે છે. શરીરમાં સ્ફૂર્તિ લાવે છે, વાયુ, શરદી અને બાદીને તોડી ઝાડો સાફ લાવે છે. તેમ ભૂખ પણ સારી રીતે લગાડે છે. ચાના બદલે આ ગાંધીપેયનો ઉપયોગ કરવામાં આવે તો શરીર નીરોગી રહે છે.

## આરોગ્યવર્દ્ધક પેય

આ પેય હંમેશ ચા માફક પીવામાં આવે તો તંદુરસ્તી અને તાઝગી અખંડ રહે છે.

આંબાનો મહોર, તુળશીના પાન, લજ્જાળુના પાન, બીલીના પાન, બોડીયો કલાર આ પાંચ ચીજો વીસ વીસ તોલા લેવી. [બધા પાન વગેરે સૂકવેલાં જ લેવાં.]

તજ, એલચી, નાગકેશર, જાવંત્રી અને તેજપત્ર આ પાંચ વસ્તુઓ બબે તોલા લેવી.

બધાને સાથે ખાંડી પાવડર બનાવવો. ચા બનાવવાની રીતે આનો ઉપયોગ કરવો. આ પેય પીવાથી શરીર સંપૂર્ણપણે નીરોગી રહે છે, એટલું જ નહિ પરંતુ સ્મૃતિ, બુદ્ધિ વગેરે તેજસ્વી રહે છે.

સમાપ્ત

# લીલાવતી ગ્રંથમાળા



## વર્ષ ૧ લું— કાચું પૂઠું પાકું પૂઠું

| | | |
|---|---|---|
| વીરાંગનાઓની વીરહાક | ૦-૨॥ | |
| રાસ રમણા (બી. આ.) | ૦-૧૦ | |
| અરક્ષણિયા | ૦-૬ | |
| કલ્પનાનાં પ્રતિબિંબ | ૦-૮ | |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૭ | |
| સમયનાં વ્હેણ | ૦-॥ | |
| ગૃહનીતિ | ૦-૧૨ | ૦-૧૪ |
| સોરઠી વિભૂતિઓ | ૦-૧૦ | ૦-૧૨ |

## વર્ષ ૨ જું—

| | | |
|---|---|---|
| હેમાબહેન | ૦-૪ | ૦-૬ |
| વીરાંગનાઓ | ૦-૫ | ૦-૬ |
| રસિયણનારાસ | ૦-૧૨ | ૧-૦ |
| પ્રતિભા | ૦-૬ | ૦-૯ |
| ગૃહશિક્ષા | ૧-૦ | ૧-૪ |
| સિમંતિની | ૦-૧૨ | ૧-૦ |
| ધૂપદિપ | ૦-૮ | ૦-૧૨ |

## વર્ષ ૩ જું—

| | | |
|---|---|---|
| કિલ્લેદારની કન્યા | ૦-૧૨ | ૧-૦ |
| સમાજની ભીતરમાં | ૦-૧૨ | ૧-૦ |
| સ્વર્ગની પર્ગીઓ | ૦-૧૨ | ૧-૦ |
| ઊરદાહ | ૧-૪ | ૧-૮ |
| પરણ્યા પછી : ૧ લો | ૦-૬ | ૦-૮ |

## વર્ષ ૪ થું—

| | | |
|---|---|---|
| રાસ કટોરી | ૦-૧૨ | ૧-૦ |
| ગૃહ—લક્ષ્મી | ૦-૧૨ | ૧-૦ |
| પદ્મિની | ૧-૮ | ૧-૮ |
| બકુલાભાભી (મ. નથી) | ૧-૮ | ૧-૮ |
| પરણ્યા પછી : ૨ જો | ૧-૦ | ૧-૪ |



**નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ**

## નૂતન ગૂજરાતના સર્જનમાં પચી શકે તેવા ક્રાન્તિકારી વિચારો રજુ કરવામાં આવે છે

ા વિધવિધ ક્ષેત્રો ઉપર
પ દ્વારા લાલ બત્તી
રવામાં આવે છે.

નવયુવાનો અને અભ્યાસીઓને
ઉપયોગી એવું સાહિત્ય
આપવામાં આવે છે.

શિષ્યા ઉપયોગી. એવું સુંદર
સાહિત્ય ખૂબ સસ્તી કિંમતમાં
આપવામાં આવે છે.

'મૂ દૂ,

| લવાજમ | દેશમાં | પરદેશમાં |
|---|---|---|
| કાચું પૂઠું | ૩-૦-૦ | સીલીંગ સાત |
| પાકું પૂઠું | ૪-૦-૦ | સીલીંગ આઠ |

[ મોટું સૂચિપત્ર મંગાવો ]

રૂ. દો